શ્રી સયાજી સાહિત્યમાળા-પુષ્પ ૧૮૯ મું.

# શ્રી ઋગ્વેદસંહિતા

શ્રી સાયણાચાર્યભાષ્યાનુસાર.

અષ્ટક ૧ લું; વિભાગ ૧ લો.

અનુવાદક

મોતીલાલ રવિશંકર ઘોડા, બી. એ. એલ. એલ. બી. વકીલ,

શાંકરાનંદી ભગવદ્ ગીતાના અનુવાદક.

રે. જૂનાગઢ, હાલ-નડિઆદ.

પ્રકાશક

અંબાલાલ વિઠ્ઠલભાઇ ઠક્કર

માલિક, લુહાણામિત્ર સ્ટીમ પ્રિં. પ્રેસ—વડોદરા.

ઈ. સ ૧૯૩૨ | વિ. સં. ૧૯૮૮ | કિંમત રૂ. ૨-૦-૦ | પ્રથમાવૃત્તિ | પ્રત ૫૦૦

# વિજ્ઞાપન.

આપણા દેશી ભાષાના સાહિત્યની અભિવૃદ્ધિ કરવાના સદ્દેશથી શ્રીમંત પતિતપાવન મહારાજા સાહેબ શ્રી સયાજીરાવ ગાયકવાડ, સેનાખાસખેલ, સમશેર બહાદૂર, જી. સી. એસ. આઇ., જી. સી. આઇ. ઇ., એલએલ. ડી., એઓશ્રીએ કૃપાવંત થઇ બે લાખ રૂપિયાની જે રકમ અનામત મુકેલી છે તેના વ્યાજમાંથી "શ્રી સયાજી સાહિત્યમાળા" રૂપે વિવિધ વિષયોને લગતાં પુસ્તકો તૈયાર કરાવવામાં આવે છે.

તદનુસાર આ "ઋગ્વેદસંહિતા" અષ્ટક ૧ લું; વિભાગ ૧ લો નામનું પુસ્તક રા. રા. મોતીલાલ રવિશંકર ઘોડા, વકીલ, બી. એ. એલએલ. બી. એમની પાસે તૈયાર કરાવવામાં આવેલું છે; અને તે ઉકત માળાના એકશો બાશીમા પુષ્પરૂપે, આથી પ્રસિદ્ધ કરવામાં આવે છે.

| ભાષાંતર શાખા. પ્રાચ્ય વિદ્યામંદિર વડોદરા. તા. ૧૦–૬–૩૦ | મં. ર. મજમુદાર<br>ભાષાંતર મદદનીશ | ભા. કે. ભાટે<br>વિદ્યાધિકારી,<br>વડોદરા રાજ્ય |
|---|---|---|

## શ્રીયુત મોતીલાલ રવિશંકર ઘોડાના અન્ય અનુવાદ તથા પ્રકાશનો

### પુસ્તકનું નામ.

( ૧–૩ ) શ્રીમદ્‌ભગવદ્‌ગીતા (શ્રીશંકરાનંદીની સંપૂર્ણ ટીકાસમેત)

*( ૪–૧૯ ) શ્રી ઋગ્વેદસંહિતા ભાષાંતર ( શ્રીસાયણભાષ્યાનુસાર )

( ૨૦–૨૨ ) શ્રી મચ્છંકરાચાર્યપ્રણીતા ઉપદેશસહસ્રી

( ૨૨–૨૩ ) શ્રી ભક્તિરસાયન ( શ્રીમધુસૂદનસરસ્વતીકૃત )

( ૨૪ ) શ્રી બ્રહ્મસહસ્રનામ.

*( ૨૫ ) શ્રી ઇશોપનિષદ્‌ ( સંવાદાત્મક ૭ ટીકાસાર સમેત )

*( ૨૬–૨૭ ) શ્રી શુક્લયજુર્વેદ સંહિતા ( શ્રીમત્‌ ઉવટાચાર્ય તથા મહીધરના સંપૂર્ણ ભાષ્ય સમેત )

*( ૨૮–૨૯ ) અનુભૂતિપ્રકાશ ( શ્રી વિદ્યારણ્યમુનિકૃત )

( ૩૦ ) શ્રી જૂનાગઢનિવાસી શ્રી નાથભવાન ઊર્ફે સ્વામીશ્રી અનુભવાનંદકૃત શ્રીમદ્‌ ભગવદ્‌ગીતા. ( શ્રીધરી–સુબોધિની ટીકા સમેત )

*( ૩૧ ) શ્રીનાથભવાન ઊર્ફે સ્વામીશ્રી અનુભવાનંદકૃત શ્રી બ્રહ્મગીતા સ્કંદપુરાણાન્તર્ગત ( પદ્યાત્મક )

( ૩૨ ) ગાયત્રી વાર્તિક (વાર્તિકકાર શ્રી સુરેશ્વરાચાર્ય પ્રણીત) ...ઇત્યાદિ

* આ ચિહ્નવાળાં પુસ્તકો હજી અપ્રસિદ્ધ છે.

# નિવેદન.

"કોઇ અકલ્પ્ય પ્રાચીનતમ કાલના અવશેષ રૂપે સંહિત થઇને પરંપરાગત્ થતા રહેલ ઋગ્વેદ" જેવા, માનવ ઇતિહાસની ગવેષણા કરવાના કામમાં સૌથી વધારે ઉપકારક ગણાતા વિશ્વવંદ્ય ગ્રંથનો અનુવાદ ગુર્જરગિરામાં કરવાનો સુયોગ મને મળી આવતા મારા ચિત્તમાં અતિ આનંદ ઉદ્ભવે એ કેવળ સ્વાભાવિક છે જ. ઋગ્વેદ જો કે એક પદ્યાત્મક-છંદોબદ્ધ-ગ્રંથ છે, તથાપિ તેનો અનુવાદ મે ગદ્યમાં કરેલો છે, અને હું આશા પણ રાખુ છું કે, આ પ્રમાણે મારા તરફથી પાઠકગણ સમક્ષ ધરાતો આ ગદ્યાત્મક અનુવાદ, આપણા એ ધર્મમૂળ રૂપ અસલ સંસ્કૃત ગ્રંથની 'કાયિક-બાહ્ય-સુંદરતા' બતાવી આપવાના કામ પૂરતો ન્યૂનાધિક અંશે ઉપકારક નહી નીવડે એમ તો નહી જ.

મે અંહી 'કાયિક-બાહ્ય-સુંદરતા' એ શબ્દ વાપરેલો છે તે કદાચિત્ પ્રથમદર્શને સ્પષ્ટ અર્થવાળા દેખાશે નહી, અને તેથી તેમના અર્થને સ્ફુટ કરવાની જરૂર પણ કદાચિત્ રહેશે ઋગ્વેદ, મંત્રદ્રષ્ટા ઋષિઓથી પ્રણીત હોઇ એક મંત્રગ્રંથ છે, અને તેમાંના મંત્રો એવા છે કે, તેમના અર્થ બાહ્ય અને આભ્યન્તરિક રીતે થઇ શકે તેમ પણ છે.

આ અનુવાદ, શ્રી સાયણાચાર્યે કરેલ ભાષ્યના આધારે થએલો હોઇને તે એટલા પ્રમાણમા ઋગ્વેદની બાહ્ય સુંદરતા બતાવી આપે તેમ છે તેટલા પ્રમાણમાં તે તેની આભ્યન્તરિક કે આધ્યાત્મિક સુંદરતાનુ સરળતાથી દર્શન કરાવે તેમ નથી એટલુ તો નહી પરન્તુ એ પ્રકારની એની આભ્યન્તરિક કે આધ્યાત્મિક સુંદરતાને વલોવી કાઢી નીતારી લેવાનો પ્રયત્ન પણ મેં કરેલો નથી. હુ આશા રાખુ છું કે આપણા ગરવા ગૂજરાતનો અન્ય કોઇ સમર્થ તત્ત્વચિંતક આ મહાકાર્ય પોતાને માથે ઉપાડી લઇને આપણા જ્ઞાનાતુર જનસમાજની પિપાસાને તૃપ્ત કરવાને કટિબદ્ધ થશે જ.

આખાય ઋગ્વેદનો ભાષાંતર આપણા વાઙ્મયમાં પહેલીજવાર પ્રગટ થવા પામે છે અને તેથી કરીને તે આખાય મહાગ્રન્થનું સ્વરૂપ જાણવાની તક આપણા જનસમાજને પહેલી જ વાર પ્રાપ્ત થાય છે એમ કહેવાની જો હું ધૃષ્ટતા કરૂં તો તે અક્ષમનીય નહી ગણાય. મારા આ કથનમાં ઐતિહાસિક દોષ ન દેખાય તેટલા ખાતર મારે અંહી સ્પષ્ટ કરવું જોઇએ કે, ઋગ્વેદને ગૂજરાતી ભાષામા ઉતારવાના પ્રયત્નો પૂર્વકાળમાં નથી થયા એમ તો નથી જ.

ઇ. સ. ૧૮૮૦ ના અરસામા મારા એક પરમપૂજ્ય શિક્ષક કે જેઓ પાછળથી એક કુશળ સમોપચાર વિદ્યાભિજ્ઞ (હોમીઓપેથીસ્ટ) તરીકે માસ્તર સંજ્ઞાથી સુપ્રસિદ્ધ થએલ છે તેમણે–એટલે કે, સ્વ. મથુરાંદાસ અમૃતલાલ વસાવડાએ–જૂનાગઢમાં ' વેદાર્થપ્રકાશ ' નામક માસિકપત્ર કાઢીને આ ઋગ્વેદનું ભાષાંતર પ્રગટ કરવાની પહેલ કરેલી. તથાપિ તે એમનો પ્રયાસ અખંડિત રહી શકયો નહી, અને એ ભાષાંતરનું કામ અધૂરૂં રહી ગયું ! પરન્તુ એ પછી ઘણા વર્ષે ઋગ્વેદનું ભાષાંતર કરવાની વૃત્તિનો પુનરોદય અન્ય દિશામાં થયો, અને તેના પરિણામમાં મહારાષ્ટ્રના કેટલાક વિદ્વાનોએ સહકારથી ' શ્રુતિબોધ ' નામક માસિક પત્ર કાઢી તે દ્વારા વેદાર્થ-પ્રકાશનનું કામ ચાલુ કરી દીધું આ પ્રવૃત્તિ પણ કાળબળે પડી ભાંગી, અને અખિલ વેદનો પરિચય આપણને માટે અસંભવિત થઇ પડયો.

આખરે આ ઋગ્વેદ જેવા ગ્રંથનું ભાષાંતર કરવાની પ્રેરણા કોઇ અકલિત યોગના પરિણામે મને પોતાને થઇ આવી. આ સંબંધમાં અત્રે જો હું કાંઇ કહું તો તે અસ્થાને નહી ગણાય મારા પરમ પૂજ્ય વેદપરાયણ તથા બ્રાહ્મણ–વત્સલ પિતામહ સ્વ. મયાશંકર રેવાશંકર ઘોડા અવિચ્છિન્ન વેદાધ્યયન કરનાર હતા, તેમજ મારા સ્વ. પિતાશ્રી પોતે પણ હરહમેશ સ્વ. વેદમૂર્તિ જૂનાગઢ નિવાસી પંડયા માહાશંકર કુંવરજી ઉર્ફે ડોસા મહારાજને સાથે રાખીને પોતાના જીવન પર્યંત વેદાધ્યયન કરી રહેલા હતા. આમ હોઇને કૌટુમ્બિક પ્રણાલિકા પ્રમાણે મારૂં મન વેદાધ્યયન તરફ વળે તેમાં કશું અસ્વાભાવિક ન હોય. ઇ. સ. ૧૮૯૧ માં જૂનાગઢ નિવાસી વેદમૂર્તિ સ્વ. કૃપાશંકર મયાશંકર વોરા ઉર્ફે કપૂ મહારાજ જેમને ઘેર મારા યજ્ઞોપવીત સંસ્કાર થએલા

તેમની પાસે પદ્ધતિપૂર્વક ઋગ્વેદનુ અધ્યયન કરવાની પ્રવૃત્તિ મે' આદરેલ અને પાછળથી 'બી એ.' ની પદ્વી અર્થે વિદ્યાભ્યાસ કરતી વેળા પણ મને ઋગ્વેદનો કેટલાક પ્રમાણમા વધારે પરિચય થવા પામેલો પણ ખરો. આમ એક તરફથી જો કે મારુ ચિત્ત વેદાન્તરાગી બનતુ ગયતુ ખરુ તથાપિ આ ઋગ્વેદનુ ભાષાતર કરવાની વૃત્તિ મારા ચિત્તમા ઉદિત થયેલી તો નહી અને ઇ સ ૧૯૨૧-૧૯૨૨ ના અરસામા મારા વડિલ ભાઇશ્રી છ્વનલાલ થોડા કે જેઓ ઘણા વર્ષોથી ઋગ્વેદનુ અધ્યયન સતત કરી રહેલા છે તેમણે, આપણા આ આદ્યવેદનુ ભાષાતર કરવાની સૂચના મને કરી અને તે સૂચના મને ગમી જતા ઇ સ ૧૯૨૨-૨૩ના ગાળામા હુ મારા અમદાવાદના નિવાસ દરમ્યાન એ કામ કરવાને પ્રેરાયો પણ ખરો તથાપિ મારે મુક્તકંઠે વિદિત કરવુ જોઇએ કે આ અનુવાદ સપૂર્ણ રીતે તૈયાર કરાવવાનુ તથા તેને પ્રકાશમા મૂકવાનુ માન તો વસ્તુતઃ વડોદરા રાજ્યને જ છે. પ્રાચીન-અર્વાચીન, સ્વદેશીય તથા પરદેશીય વાઙ્‌મયને આપણી ગુજરાતી ગિરામા ઉતરાવવાની જે વિશાળ યોજના વડોદરા નરેશ શ્રીમત મહારાજા સાહેબ સર સયાજીરાવ ગાયકવાડ સેનાખાસખેલ, શમશેર બહાદુર એઓશ્રીએ કરેલી છે તે યોજના જો થવા પામી ન હોત અને તે યોજના સાથે સંબધ ધરાવનાર રાજ્યાધિકારીઓએ તેને સફળ કરવાના પ્રયત્નો જે પ્રકારની કુશળતાથી કરેલા છે તે પ્રયત્નો જો તેટલી કુશળતાથી થયા ન હોત તો આ ઋગ્વેદ જેવો શિષ્ટ અને દીર્ઘકાળ પર્યંત અણુકરેલ અવસ્થામાં રહેવા પામેલ કાળજૂનો ગ્રથ પ્રકાશમા આવી શકત નહી એ વાત પણ ઉઘાડી જ ગણાશે

ઉપર જણાવ્યા પ્રમાણે મારા તરફથી આ અનુવાદગ્રથ અસત તૈયાર થયો એટલામા મારા મામાના દીકરા શ્રીયુત જયસુખરાય પુરુષોત્તમરાય જોષીપુરા એમ એ કે જેઓ વડોદરા રાજ્યમા તે વખતમા ભાષાન્તર અધિકારી હતા તેઓ અમદાવાદ આવી પહોચ્યા તેમની પ્રેરણાથી તા ૨૨-૧૨-૧૯૨૩ ના રોજ મે એક વિજ્ઞાપનપત્ર લખીને વડોદરા રાજ્યના તે વખતના દીવાન સાહેબ સર મનુભાઇ નદશકર મહેતા, નાઇટ; સી એસ. આઇ એઓશ્રીની પાસેથી આવશ્યક મદદની માગણી કરી, અને મને લખતા આનદ થાય છે કે એ સાહિત્યપ્રેમી પ્રધાને મારી આ માગણીનો

સ્વીકાર કરીને મને પ્રોત્સાહિત પણ કરી દીધો અને એ મતિવર્યની પ્રેરણાથી એ રાજ્યના વિદ્યાધિકારી સાહેબે મારી પાસેથી મારા આ અનુવાદ ગ્રંથની હસ્તલિખિત પ્રત મગાવી લીધી અને તેને એ રાજ્યના સુવિખ્યાત શાસ્ત્રી વે શા સ બદરીનાથ ત્ર્યબકનાથ, તર્કવાચસ્પતિ-એઓશ્રી તરફ મોકલી આપીને તે પરત્વે તેમનો તેમણે અભિપ્રાય મગાવી લીધો લખતા મને સતોષ થાય છે કે, એ સ્વ શાસ્ત્રીજીએ જે અભિપ્રાય આપીને મને પ્રોત્સાહન આપેલુ છે તે ખરખર મને અનેક રીતે ઉપકારક થઇ પડેલુ છે અને પડશે શાસ્ત્રીજીએ આપેલ અભિપ્રાય નીચે મુજબ છે.—

## અભિપ્રાય.

વિ ક ભા શા જા એ ૯૨૭/૮૦

' આપના તરફથી મોકલેલુ ઋગ્વેદસહિતાના ભાષાતરનુ હસ્તલિખિત પુસ્તક સ્થગ પરત્વે જોયુ છે મૂળ મત્રોનુ ભાષાતર તાદ્દશ સરલ ભાષામા સ્ફુટ કરવામા આવેલુ છે આ ભાષાતર સસ્કૃત નહી જાણનારા લોકોને ઘણુ ઉપકારી છે, અને તે ઉપરાત સામાન્ય સસ્કૃત જાણનાર વાચકવર્ગને ઘણુ ઉપયોગી છે અને છપાવવા લાયક છે એવો હમારો અભિપ્રાય છે "

(સહી) બદરીનાથ ત્ર્યંબકનાથ શાસ્ત્રી

આ પ્રમાણે એક દરે અનુકૂળ અભિપ્રાય થવાથી વડોદરા રાજ્યના વિદ્યાધિકારી સાહેબે છેવટે તા ૨૪-૬-૨૪ ના રોજ ભાષાતર શાખાના ન ૬૬૯/૮૦ એ આખાય ઋગ્વેદનો અનુવાદ મને યોગ્ય પારિતોષિક આપીને ખરીદી લીધો, અને આજ તે એ રાજ્ય તરફથી પ્રકાશમા પણ મૂકાય છે

મને આશા છે કે મારા તરફથી તૈયાર કરાયલ આ અનુવાદ ધાર્મિક જનોને તેમજ જિજ્ઞાસુઓને અને ખાસ કરીને વિદ્યાર્થીઓને અનેકધા ઉપકારક થઇ પડશે. આ અનુવાદ તૈયાર કરવામા અસલ ઋચો, નીચે

પદપાઠ તથા પ્રત્યેક સૂક્તને અંતે એક એક શબ્દાર્થકોશ મૂકાયલાં છે. આ શબ્દાર્થકોશ વેદાર્થ સમજવાના કામમાં માર્ગદર્શક થઇ પડશે એમ મારું નમ્ર માનવું થાય છે.

ઉપસંહારમાં મારે ઉપકારપ્રદર્શન કરવાનું ચૂકવું ન જોઇએ. મારા સદ્ગત મિત્ર શ્રીયુત મગનભાઇ ચતુરભાઈ પટેલ, બાર એટ લૉ., સ્વ. સર રમણભાઇ મહીપતરામ નીલકંઠ નાઇટ, બી. એ. એલ. બી. તથા શ્રીયુત્ રા. રા. નર્મદાશંકરર દેવશંકર મહેતા બી. એ., એ ત્રણ વિદ્વાન ગ્રહસ્થોએ મને જે સૂચના તથા સહાય આપી મને મારા આ કામમાં પ્રોત્સાહન આપેલું છે તે બદલ હું તેમનો ઋણી છું એટલું જ નહી, પરન્તુ વડોદરાના લુહાણા મિત્ર પ્રીન્ટીંગ પ્રેસના માલીકે જે શ્રમ ઉઠાવી આ કાર્ય પાર ઉતારવામાં ખંત તથા ધીરજ બતાવેલ છે તે બદલ પણ હું તેનો આભાર માનું છું. વળી ભાષાંતર શાખાના એક વખતના હેડકલાર્ક અને પાછીથી ભાષાંતર મદદનીશ શ્રીયુત ભરતરામ ભાનુસુખરામ મહેતાએ પણ જે પરિશ્રમ ઉઠાવેલો છે તે બદલ તેનો તથા હાલના ભાષાંતર મદદનીશનો પણ હું ઉપકાર માનું છું.

મારા આ અનુવાદમાં જે કાંઇ ભૂલચૂક રહેલી હોય તે મારા વિદ્વાન પાઠકો ક્ષમ્ય ગણીને સુધારી લેશે એવી અંતિમ વિજ્ઞાપના સાથે હું વિરમું છું.

મુ. નડિયાદ.<br>
સં ૧૯૮૬ ના જ્યેઠ<br>
શુદ ૧૪ ને મંગળ<br>
તા. ૧૦-૬-૧૯૩૦

મોતીલાલ રવિશંકર ઘોડા, વકીલ<br>
બી. એ, એલએલ. બી.

## अष्टक १ विभाग १

अध्याय सूक्त ऋचा तथा शब्दार्थकोशनी पृष्ठवार अनुक्रमणिका

| अध्याय | सूक्त | ऋचा | पृष्ठ | शब्दार्थकोश |
|---|---|---|---|---|
| १ | १० | १०–१२ | ५२ | ५३–५४ |
| ,, | ११ | १–३ | ५५ | |
| ,, | ,, | ३–५ | ५६ | |
| ,, | ,, | ५–७ | ५७ | |
| ,, | ,, | ७–८ | ५८ | ५८–५९ |
| ,, | १२ | १ | ५९ | |
| ,, | ,, | २–४ | ६० | |
| ,, | ,, | ४–६ | ६१ | |
| ,, | ,, | ७–९ | ६२ | |
| ,, | ,, | १०–१२ | ६३ | ६४–६५ |
| ,, | १३ | १ | ६५ | |
| ,, | ,, | २–४ | ६७ | |
| ,, | ,, | ४–६ | ६८ | |
| ,, | ,, | ७–९ | ६९ | |
| ,, | ,, | १०–१२ | ७० | ७१–७२ |
| ,, | १४ | १–३ | ७२ | |
| ,, | ,, | ३–५ | ७३ | |
| ,, | ,, | ६–८ | ७४ | |
| ,, | ,, | ९–११ | ७५ | |
| ,, | ,, | १२ | ७६ | ७६–७७ |
| ,, | १५ | १ | ७७ | |
| ,, | ,, | २–४ | ७८ | |
| ,, | ,, | ५–७ | ७९ | |
| ,, | ,, | ८–१० | ८० | |

| अध्याय | सूक्त | ऋचा | पृष्ठ | शब्दार्थकोश |
|---|---|---|---|---|
| १ | ,, | ११-१२ | ८१ | ८२-८३ |
| ,, | १६ | १-२ | ८३ | |
| ,, | ,, | ३-५ | ८४ | |
| ,, | ,, | ६-८ | ८५ | |
| ,, | ,, | ९ | ८६ | ८६ |
| ,, | १७ | १-३ | ८७ | |
| ,, | ,, | ४-६ | ८८ | |
| ,, | ,, | ७-९ | ८९ | ९० |
| ,, | १८ | १-२ | ९१ | |
| ,, | ,, | २-५ | ९२ | |
| ,, | ,, | ६-८ | ९३ | |
| ,, | ,, | ९ | ९४ | ९४-९६ |
| ,, | १९ | १-२ | ९६ | |
| ,, | ,, | ३-४ | ९७ | |
| ,, | ,, | ५-८ | ९८ | |
| ,, | ,, | ९ | ९९ | ९९-१०० |
| २ | २० | १ | १०१ | |
| ,, | ,, | २-४ | १०२ | |
| ,, | ,, | ५-७ | १०३ | |
| ,, | ,, | ८ | १०४ | १०४-१०६ |
| ,, | २१ | १-२ | १०६ | |
| ,, | ,, | ३-५ | १०७ | |
| ,, | ,, | ६ | १०८ | १०८-१०९ |
| ,, | २२ | १ | १०९ | |

| अध्याय | सूक्त | ऋचा | पृष्ठ | शब्दार्थकाश |
|---|---|---|---|---|
| ६ | ९१ | १५–१७ | १५९ | |
| ,, | ,, | १८–१९ | १६० | |
| ,, | ,, | २०–२१ | १६१ | |
| ,, | ,, | २२–२३ | १६२ | १६३–१६४ |
| ,, | ९२ | १ | १६५ | |
| ,, | ,, | २–३ | १६६ | |
| ,, | ,, | ४–५ | १६७ | |
| ,, | ,, | ६–७ | १६८ | |
| ,, | ,, | ८–९ | १६९ | |
| ७ | ,, | १०–११ | १७० | |
| ,, | ,, | १२–१३ | १७१ | |
| ,, | ,, | १४–१६ | १७२ | |
| ,, | ,, | १७–१८ | १७३ | १७४–१७५ |
| ,, | ९३ | १–२ | १७६ | |
| ,, | ,, | ३–४ | १७७ | |
| ,, | ,, | ५–६ | १७८ | |
| ,, | ,, | ७ | १७९ | |
| ,, | ,, | ८–१० | १८० | |
| ,, | ,, | ११–१२ | १८१ | १८२ |
| ,, | ९४ | १–२ | १८३ | |
| ,, | ,, | ३–४ | १८४ | |
| ,, | ,, | ५ | १८५ | |
| ,, | ,, | ६–७ | १८६ | |
| ,, | ,, | ८–९ | १८७ | |

| अध्याय | सूक्त | ऋचा | पृष्ठ | शब्दार्थकोश |
|---|---|---|---|---|
| ६ | ९४ | १०–११ | १८८ | |
| ,, | ,, | १२–१३ | १८९ | |
| ,, | ,, | १४–१५ | १९० | |
| ,, | ,, | १६ | १९१ | १९२–१९३ |
| ,, | ९५ | १–२ | १९४ | |
| ७ | ,, | ३–४ | १९५ | |
| ,, | ,, | ५ | १९६ | |
| ,, | ,, | ६–७ | १९७ | |
| ,, | ,, | ८–९ | १९८ | |
| ,, | ,, | १०–११ | १९९ | २००–२०१ |
| ,, | ९६ | १ | २०१ | |
| ,, | ,, | २–३ | २०२ | |
| ,, | ,, | ४–५ | २०३ | |
| ,, | ,, | ६–७ | २०४ | |
| ,, | ,, | ८–९ | २०५ | २०६–२०७ |
| ,, | ९७ | १ | २०७ | |
| ,, | ,, | २–४ | २०८ | |
| ,, | ,, | ५–७ | २०९ | |
| ,, | ,, | ८ | २१० | |
| ,, | ९८ | १–२ | २११ | ,, |
| ,, | ,, | ३ | २१२ | |
| ,, | ९९ | १ | २१३ | ,, |
| ,, | १०० | १–२ | २१४ | ,, |
| ,, | ,, | ३–५ | २१५ | |

| अध्याय | सूक्त | ऋचा | पृष्ठ | शब्दार्थकोश |
|---|---|---|---|---|
| ७ | १०० | ६–७ | २१६ | |
| ,, | ,, | ८–९ | २१७ | |
| ,, | ,, | १०–११ | २१८ | |
| ,, | ,, | १२–१४ | २१९ | |
| ,, | ,, | १५–१६ | २२० | |
| ,, | ,, | १७–१८ | २२१ | |
| ,, | ,, | १९ | २२२ | २२२–२२५ |
| ,, | १०१ | १–२ | २२६ | |
| ,, | ,, | ३–४ | २२७ | |
| ,, | ,, | ५–६ | २२८ | |
| ,, | ,, | ७–८ | २२९ | |
| ,, | ,, | ९–१० | २३० | |
| ,, | ,, | ११ | २३१ | २३१–२३२ |
| ,, | १०२ | १–२ | २३३ | |
| ,, | ,, | ३–४ | २३४ | |
| ,, | ,, | ५–६ | २३५ | |
| ,, | ,, | ७–८ | २३६ | |
| ,, | ,, | ९–१० | २३७ | |
| ,, | ,, | ११ | २३८ | २३८–२३९ |
| ,, | १०३ | १ | २३९ | |
| ,, | ,, | २–३ | २४० | |
| ,, | ,, | ४–५ | २४१ | |
| ,, | ,, | ६–७ | २४२ | |
| ,, | ,, | ८ | २४३ | २४३–२४४ |

| अध्याय | सूक्त | ऋचा | पृष्ठ | शब्दार्थकोश |
|---|---|---|---|---|
| ७ | १०४ | १-२ | २४४ | |
| ,, | ,, | ३-४ | २४५ | |
| ,, | ,, | ५-६ | २४६ | |
| ,, | ,, | ७-८ | २४७ | |
| ,, | ,, | ९ | २४८ | २४८-२५० |
| ,, | १०५ | १ | २५० | |
| ,, | ,, | २ | २५१ | |
| ,, | ,, | ३ | २५२ | |
| ,, | ,, | ४-५ | २५३ | |
| ,, | ,, | ६-७ | २५४ | |
| ,, | ,, | ८-९ | २५५ | |
| ,, | ,, | १०-११ | २५६ | |
| ,, | ,, | १२-१४ | २५७ | |
| ,, | ,, | १५-१६ | २५८ | |
| ,, | ,, | १७-१८ | २५९ | |
| ,, | ,, | १९ | २६० | २६०-२६२ |
| ,, | १०६ | १ | २६२ | |
| ,, | ,, | २-४ | २६३ | |
| ,, | ,, | ५-६ | २६४ | |
| ,, | ,, | ७ | २६५ | २६५-२६६ |
| ,, | १०७ | १ | २६६ | |
| ,, | ,, | २-३ | २६७ | २६७-२६८ |
| ,, | १०८ | १-२ | २६८ | |
| ,, | ,, | ३-४ | २६९ | |

| अध्याय | सूक्त | ऋचा | पृष्ठ | शब्दार्थकोश |
|---|---|---|---|---|
| ७ | ११२ | १३–१४ | २९७ | |
| " | " | १५–१६ | २९८ | |
| " | " | १७ | २९९ | |
| " | " | १८–१९ | ३०० | |
| " | " | २० | ३०१ | |
| " | " | २१–२२ | ३०२ | |
| " | " | २३–२४ | ३०३ | |
| " | " | २५ | ३०४ | ३०४–३०६ |
| ८ | ११३ | १ | ३०७ | |
| " | " | २–३ | ३०८ | |
| " | " | ४–५ | ३०९ | |
| " | " | ६–७ | ३१० | |
| " | " | ८–९ | ३११ | |
| " | " | १०–११ | ३१२ | |
| " | " | १२–१३ | ३१३ | |
| " | " | १४–१५ | ३१४ | |
| " | " | १६–१७ | ३१५ | |
| " | " | १८–२० | ३१६ | ३१७–३१९ |
| " | ११४ | १–२ | ३२० | |
| " | " | ३–४ | ३२१ | |
| " | " | ५–६ | ३२२ | |
| " | " | ७–८ | ३२३ | |
| " | " | ९–१० | ३२४ | |
| " | " | ११ | ३२५ | ३२६–३२७ |

| अध्याय | सूक्त | ऋचा | पृष्ठ | शब्दार्थकोश |
|---|---|---|---|---|
| ८ | ११५ | १ | ३२७ | |
| ,, | ,, | २–३ | ३२८ | |
| ,, | ,, | ४ | ३२९ | |
| ,, | ,, | ५–६ | ३३० | |
| ,, | ११६ | १ | ३३१ | ,, |
| ,, | ,, | २ | ३३२ | |
| ,, | ,, | ३–४ | ३३३ | |
| ,, | ,, | ५–६ | ३३४ | |
| ,, | ,, | ७–८ | ३३५ | |
| ,, | ,, | ९ | ३३६ | |
| ,, | ,, | १०–११ | ३३७ | |
| ,, | ,, | १२–१३ | ३३८ | |
| ,, | ,, | १४–१५ | ३३९ | |
| ,, | ,, | १६–१७ | ३४० | |
| ,, | ,, | १८–१९ | ३४१ | |
| ,, | ,, | २०–२१ | ३४२ | |
| ,, | ,, | २२–२३ | ३४३ | |
| ,, | ,, | २४–२५ | ३४४ | ३४५–३४८ |
| ,, | ११७ | १–२ | ३४९ | |
| ,, | ,, | ३–४ | ३५० | |
| ,, | ,, | ५–६ | ३५१ | |
| ,, | ,, | ७–८ | ३५२ | |
| ,, | ,, | ९ | ३५३ | |
| ,, | ,, | १०–११ | ३५४ | |

॥ श्रीगणेशाय नमः॥ श्रीसरस्वत्यै नमः॥ श्रीवेदपुरुषाय नमः॥

# श्री ऋग्वेदसंहिता.



| | |
|---|---|
| प्रथम અષ્ટક ] | [ પ્રથમ મણ્ડલ |
| પ્રથમ અધ્યાય ] | [ પ્રથમ અનુવાક. |
| વર્ગ ૧-૨ | |

## सूक्त १.

ઋષિઃ-વિશ્વામિત્ર પુત્ર મધુચ્છન્દ, દેવતાઃ—અગ્નિ, છંદઃ—ગાયત્રી.

ॐम् अग्निमीळेपुरोहितं यज्ञस्य देवमृत्विजम् ।
होतारं रत्नधातमम् ॥ १ ॥

पदच्छेद—अग्निम् । ईळे । पुरःऽहितम् । यज्ञस्य । देवम् ।
ऋत्विजम् । होतारम् । रत्नऽधातमम् ॥ १ ॥

અર્થ—અગ્નિદેવ, યજ્ઞના પુરોહિત રૂપ છે અથવા (૨) તે યજ્ઞના પૂર્વ ભાગ વિષે આહવનીયરૂપે અવસ્થિત છે; તે દાનાદિ ગુણયુક્ત છે; તે યજ્ઞ વિષે દેવોના હોતા નામના ઋત્વિજરૂપે છે; તે યાગ-ફળરૂપ રત્નોના ધારણ કરનાર અખુટ ભંડારરૂપે છે; (તેથી) આ અગ્નિ નામના દેવની હું સ્તુતિ કરૂં છું. ૧

अग्निः पूर्वेभिर्ऋषिभिरीड्यो नूतनैरुत ।
स देवाँ एह वक्षति ॥ २ ॥

प०—अग्निः । पूर्वेभिः । ऋषिऽभिः । ईड्यः । नूतनैः । उत । सः ।
देवान् । आ । इह । वक्षति ॥ २ ॥

અ૦—ભૃગુ આદિ પુરાતન ઋષિઓને આ અગ્નિ સ્તુત્યરૂપે હતો; અને અર્વાચીન ઋષિઓને પણ તે સ્તુત્યરૂપ (સ્તવન કરવા યોગ્ય) છે; તેજ અગ્નિદેવ, આ યજ્ઞ વિષે હવિર્ભોક્તા દેવોને લઇ આવો. ૨

अग्निना रयिमश्नवत्पोषमेव दिवेदिवे ।
यशसं वीरवत्तमम् ॥ ३ ॥

प०—अग्निना । रयिम् । अश्नवत् । पोषम् । एव । दिवेऽदिवे ।
यशसम् । वीरवत्ऽतमम् ॥ ३ ॥

અ૦—આ અગ્નિનું સ્તવન કરવાથી યજમાનને, પ્રતિદિન વૃદ્ધિને પામે તેવું ધન પ્રાપ્ત થાય છે; તેમજ તે (યજમાન) દાનાદિ વડે યુક્ત થઇ યશને પ્રાપ્ત થાય છે; તથા પુત્ર તથા ભૃત્યાદિક વીર પુરૂષો વડે યુક્ત થઇ તે અધિક વૃદ્ધિને પામે છે. ૩

अग्ने यं यज्ञमध्वरं विश्वतः परिभूरसि ।
स इद्देवेषु गच्छति ॥ ४ ॥

प०—अग्ने । यम् । यज्ञम् । अध्वरम् । विश्वतः । परिऽभूः । असि ।
सः । इत् । देवेषु । गच्छति ॥ ४ ॥

અ૦—હે અગ્નિદેવ! જે યજ્ઞ વિષે તમે સર્વ દિશામાં વ્યાપ્ત થઈને રહો છો, તેજ યજ્ઞ હિંસારહિત સુરક્ષિત હોય છે; તથા તેજ દેવોને ગ્રહણુ કરવા યોગ્ય હોય છે. ૪

अग्निर्होता॑क॒विक्र॑तुः स॒त्यश्चि॒त्रश्र॑वस्तमः ।
दे॒वोदे॒वेभि॒राग॑मत् ॥ ५ ॥ १

प०—अ॒ग्निः । होता॑ । क॒विऽक्र॑तुः । स॒त्यः । चि॒त्रश्र॑वःऽतमः । दे॒वः । दे॒वेभिः॑ । आ । ग॒मत् ॥ ५ ॥ १ ॥

અ૦—આ અગ્નિદેવ હોમનો નિષ્પાદક, વિખ્યાત કર્મ અથવા બુદ્ધિવાળો, સત્યરૂપ અર્થાત્ અવશ્ય ફલને આપનાર તથા અતિશય વિચિત્ર કીર્તિવાળો છે; આવો અગ્નિદેવ, હવિર્ભોક્તા દેવો સહિત આ યજ્ઞ વિષે પ્રાપ્ત થાઓ. ५ (૧)

यद॒ङ्ग दा॒शुषे॒त्वमग्ने॑भ॒द्रंक॑रि॒ष्यसि॑ ।
तवेत्तत्स॒त्यम॑ङ्गिरः ॥ ६ ॥

प०—यत् । अ॒ङ्ग । दा॒शुषे॑ । त्वम् । अग्ने॑ । भ॒द्रम् । क॒रि॒ष्यसि॑ । तव॑ । इत् । तत् । स॒त्यम् । अ॒ङ्गि॒रः ॥ ६ ॥

અ૦—હે અગ્નિદેવ!, હે અંગિરસ!, હવિર્દાતા યજમાનોનું, તું વિત્ત તથા ગૃહાદિની પ્રાપ્તિવડે જે કાંઇ કલ્યાણુ કરે છે તે વડે તુંનેજ સુખ (પુનઃ યજ્ઞાનુષ્ઠાન રૂપ) પ્રાપ્ત થાય છે એમાં કાંઇ શક નથી. ૬

उप॑त्वाग्ने दि॒वेदि॑वे॒दोषा॑वस्तर्धि॒यावु॒यम् ।
नमो॒भर॑न्त॒एम॑सि ॥ ७ ॥

प०—उप । त्वा । अग्ने । दिवेऽदिवे । दोषाऽवस्तः । धिया । वयम् । नमः । भरन्तः । आ । इमसि ॥ ७ ॥

भ०—હે અગ્નિદેવ!, પ્રતિદિન રાત્રિદિવસ, અંતઃકરણપૂર્વક નમસ્કાર કરતા અમે તારી સમીપમાં આવીએ છીએ. ૭

राजन्तमध्वराणां गोपामृतस्य दीदिविम् ।
वर्धमानम् स्वेदमे ॥ ८ ॥

प०—राजन्तम् । अध्वराणाम् । गोपाम् । ऋतस्य । दीदिविम् । वर्धमानम् । स्वे । दमे ॥ ८ ॥

भ०—કારણ કે, તું પ્રત્યેક યજ્ઞમાં દેદીપ્યમાન, યજ્ઞોનો રક્ષક, અવશ્યભાવિ કર્મફલોને પુનઃ પુનઃ અથવા અધિકરૂપે પ્રગટ કરનાર છે. યજ્ઞશાલા વિષે તું હવિ વડે વૃદ્ધિ પામે છે. ૮

सनः पितेवसूनवेऽग्नेसूपायनोभव ।
सचस्वानः स्वस्तये ॥ ९ ॥

प०—सः । नः । पिताऽइव । सूनवे । अग्ने । सु उपायनः । भव । सचस्व । नः । स्वस्तये ॥ ९ ॥ २ ॥

भ०—હે અગ્નિદેવ!, અમે ત્હારાં છોરૂ છીએ. પિતાની માફક તું અમોને શોભન પદાર્થો પ્રાપ્ત કરાવ્ય. અમે વિનાશ રહિત થઇએ તે માટે તું અમારી સમીપમાંજ રહે.

'કેટલાક શબ્દાર્થ'

१ अंग = हे = હે.
२ दाशुषे = हविर्दत्तवते यजमानाय = હવિદાતા યજમાનને.

३ दोषावस्तः = रात्रौ अहनिच = રાત્રિ દિવસ.
४ नमोभरंतः = नमस्कारं संपादयन्तः = નમસ્કાર સંપાદન કરતા.
५ उपएमसि = आगच्छामः = સમીપમાં આવીએ છીએ.
६ दीदिविम् = पौनः पुन्येन धातकम् = વારવાર પ્રગટ કરનાર.
७ स्वेदमे = स्वकीयगृहे यज्ञशालायाम् = સ્વકીય ગૃહ વિષે યજ્ઞશાળામા
८ सचस्व = समवेतो भव = સમીપમા રહે.

---

## सूक्त २.

ઋષિ-મધુચ્છન્દ, દેવતા-(૧-૩) વાયુ, (૪-૬) ઇન્દ્રવાયુ, (૭-૯) મિત્રવરૂણ, છન્દઃ-ગાયત્રી.

वायवायाहिदर्शतेमेसोमाअरंकृताः ।
तेषांपाहिश्रुधीहवम् ॥ १ ॥

प०—वायो । आ । याहि । दर्शते । इमे । सोमाः । अरम्ऽकृताः ।
तेषाम् । पाहि । श्रुधि । हवम् ॥ १ ॥

અ०—દર્શનીય સ્વરૂપ હે વાયુદેવ!, આ યજ્ઞકર્મ વિષે તારૂં આગમન થવા દે તારા માટે આ સોમરસની ઉત્તમ સામગ્રી તૈયાર કરી રાખી છે તેમાથી ત્હારા ભાગનું તું સેવન કર. તે સોમરસનું પાન કરવા અર્થે ત્હારી પ્રાર્થના કરીએ છીએ તે તું સાભળ. ૧

वायउक्थेभिर्जरन्तेत्वामच्छांजरितारः ।
सुतसोमाअहर्विदः ॥ २ ॥

प०—वायो । उक्थेभिः । जरन्ते । त्वाम् । अच्छ । जरितारः ।
सुतऽसोमाः । अहः ऽविदः ॥ २ ॥

अ०—હે વાયુદેવ !, આ ઋત્વિક્ તથા યજમાનો ત્હને અભિલક્ષી સુંદર સ્તોત્રો વડે ત્હારો મહિમા ગાય છે. તેઓ યાગકાળના જ્ઞાનવાળા વિદ્વાન્ છે. તેઓએ સોમરસનું અભિષવન કરી રાખેલું છે. ૨

वायोतवप्रपृञ्चतीधेनाजिगातिदाशुषे ।
उरूचीसोमपीतये ॥ ३ ॥

प०—वायो । तव । प्रऽपृञ्चती । धेना । जिगाति । दाशुषे ।
उरूची । सोमऽपीतये ॥ ३ ॥

अ०—હે વાયુદેવ !, તારો શબ્દ વિશ્વસંચારી છે. સોમરસનું પાન કરવા તારો શબ્દ યજમાનો પ્રતિ ગમન કરે છે. સોમરસના ગુણનું, ત્હારા શબ્દ વડેજ વર્ણન કરાય છે. ૩

इन्द्रवायूइमेसुताउपप्रयोभिरागतम् ।
इन्दवोवामुशन्तिहि ॥ ४ ॥

प०—इन्द्रवायू । इमे । सुताः । उप । प्रयः ऽभिः । आ । गतम् ।
इन्दवः । वाम् । उशन्ति । हि ॥ ४ ॥

अ०—હે ઇન્દ્રવાયુ !, અહીં આ સોમરસ કાઢી તૈયાર કરી રાખ્યો છે તેથી અમોને આપવા યોગ્ય અન્ન-સદવર્તમાન અમારા પ્રતિ આગમન કરો. આ સોમરસ તમારીજ કામના કરી રહ્યો છે માટે તમોને અહી આગમન કરવું ઘટે છે. ૪

वायविन्द्रश्चचेतथः सुतानांवाजिनीवसू ।
तावायातमुपद्रवत् ॥ ५ ॥ ३

प०—वायो । इन्द्रः । च । चेतथः । सुतानाम् । वाजिनीवसू । तौ । आ । यातम् । उप । द्रवत् ॥ ५ ॥ ३

अ०—हे वायुदेव !, तुं तथा ઇन्द्र सोमरसना स्वादने જાણો છો માટે હે યજ્ઞ વિષે વાસ કરનારા !, તમે ઉભય ત્વરાથી અહીં આગમન કરો. ५ (३)

वायविन्द्रश्चसुन्वतआयातमुपनिष्कृतम् ।
मक्ष्वित्थाधियानरा ॥ ६ ॥

प०—वायो । इन्द्रः । च । सुन्वतः । आ । यातम् । उप । निःऽकृतम् । मक्षु । इत्था । धिया । नरा ॥ ६ ॥

અ०—મેં (યજમાને) આ સોમરસ તૈયાર કરેલો છે તો હે વાયુદેવ !, તું તથા ઇંદ્ર તેના સમીપ પીવાને માટે આવો. હે બળવાળા !, તમો જો અહીં આવો તો કાર્યસિદ્ધિ અવસ્ય જલદી સિદ્ધ થાય. ૬

मित्रंहुवेपूतदक्षंवरुणंचरिशादसम् ।
धियंघृताचींसाधन्ता ॥ ७ ॥

प० मित्रम् । हुवे । पूतऽदक्षम् । वरुणम् । च । रिशादसम् । धियम् । घृताचीम् । साधन्ता ॥ ७ ॥

અ०—હવિઃપ્રદાન માટે હું પવિત્ર બળવાળા મિત્રનું આહવાન કરૂં-

છું. વળી હિંસક પુરૂષોના ભક્ષકરૂપ વરૂણદેવને પણ હું આહ્વાન કરૂં છું. આ બન્ને દેવોની ઇચ્છા વડે ભૂમિ વિષે જળવૃષ્ટિ થાય છે. ७

ऋतेन मित्रावरुणावृतावृधावृतस्पृशा ।
क्रतुंबृहन्तमाशाथे ॥ ८ ॥

प० ऋतेन । मित्रावरुणौ । ऋतऽवृधौ । ऋतऽस्पृशा । क्रतुम् ।
बृहन्तम् । आशाथे ॥ ८ ॥

અ०—હે મિત્ર તથા વરૂણદેવ !, તમો વડે ઉદક, સત્ય અથવા યજ્ઞ વૃદ્ધિને પામે છે. તમોજ ઉદકાદિના આધારરૂપ છો. અંગોપાંગ વડે અતિ પ્રૌઢ આ સોમયાગ વિષે આગમન કરી તમે અમોને ફળ આપો. ८

कवीनोमित्रावरुणातुविजाताउरुक्षया ।
दक्षंदधातेअपसम् ॥ ९ ॥ ४ ॥

प० कवी । नः । मित्रावरुणा । तुविऽजातौ । उरुऽक्षया । दक्षम् ।
दधाते । अपसम् ॥ ९ ॥ ४ ॥

આ મિત્રવરૂણદેવો બુદ્ધિવાળા, સર્વોપકારી, તથા સર્વવ્યાપી છે; તેઓ આપણા બળ તથા કર્મને પુષ્ટિ આપનાર છે. ९ (४)

## सूक्त २

१ दर्शत = दर्शनीय = દર્શનીય સ્વરૂપ.
२ अरंकृताः = अलंकृताः = ઉત્તમ તૈયાર કરેલા છે.

३ हवम् = अस्मदीयं आह्वानम् = અમારી હાંકને.
४ अच्छ = अभिलक्ष्य = અભિલક્ષી.
५ जरितारः = स्तोतारः = સ્તુતિ કરનારા.
६ अहर्विदः = ऋत्वभिज्ञाः = યાગકાળના જાણનાર વિદ્વાન્ પુરૂષો.
७ प्रपृञ्चती: = प्रकर्षेण सोमसंपर्कं कुर्वन्ती; सोमगुणं वर्णयन्ती = પ્રકર્ષપણે સોમસંપર્ક કરનાર; સોમરસના ગુણનું વર્ણન કરનાર.
८ धेना = वाक् = વાણી; શબ્દ.
९ जिगाति = गच्छति = ગમન કરે છે.
१० उरूची = उरून् = बहून् यजमानान् गच्छती = અનેક યજમાનો પ્રત્યે ગમન કરનાર.
११ प्रयःभिः = अन्नैः = અન્ન વડે.
१२ इंदवः = सोमाः = સોમરસ.
१३ उशन्ति = कामयन्ते = કામના કરે છે.
१४ चेतथः = जानीथ = જાણો છો.
१५ वाजिनीवसू = वाजः = अन्नं, तद्वस्यां हविः संततो अस्ति सा वाजिनी । तस्यां वसथः=યત વિષે વાસ કરનારા.
१६ द्रवत् = क्षिप्रम् = જલ્દી.
१७ निष्कृतम् = संस्कर्तारं सोमम् = તૈયાર કરેલ સોમરસ.
१८ मक्षु = त्वरया = જલ્દી.
१९ धिया = अमुना कर्मणा ( संस्कार संपत्स्यते ) = આ કર્મ વડે ( સંસ્કાર સંપાદન થશે ).
२० पूतदक्षम् = पवित्रबलम् = પવિત્ર બળવાળા.
२१ रिशादसम = हिंसकानाम अदसम = अत्तारम् = હિંસક પ્રાણિના ભક્ષક.
२२ धियम् = वर्षणकर्मणम् = જળ વૃષ્ટિરૂપી કર્મને.

२३ घृताचीम् = घृतं = उदकं अंचति = भूमिं प्रापयति तम् = ભૂમિ પ્રત્યે જળ પ્રાપ્ત કરાવનાર.
२४ ऋतेन = अवश्यंभावि तथा सत्येन फलेन = અવશ્યંભાવિ તથા સત્યફલક.
२५ आशाथे = आनशाथे = व्याप्नुवन्तौ = વ્યાપ્ત કરે છે.
२६ तुविजातौ = बहूनाम् उपकारकतया समुत्पन्नौ = સર્વોપકારી.
२७ उरुक्षया = उरुक्षयौ = बहुनिवासौ = સર્વવ્યાપી.
२८ अपसम् = कर्म = કર્મ.

---

## सूक्त ३.

ઋષિઃ-મધુચ્છન્દ, દેવતા-૧-૩ અશ્વિનીકુમાર, ૪-૬ ઇંદ્ર, ૭-૯ વિશ્વેદેવ, ૧૦-૧૨ સરસ્વતી, છન્દઃ-ગાયત્રી.

अश्विनायज्वरीरिषोद्रवत्पाणीशुभस्पती ।
पुरुभुजाचनस्यतम् ॥ १ ॥

प० अश्विना । यज्वरीः । इषः । द्रवत्ऽपाणी । शुभःपती । पुरुऽभुजा । चनस्यतम् ।

અ૦—હે અશ્વિનો !, હવિ ગ્રહણ માટે હસ્તો વડે ચપળ ગતિવાળા તમે, સર્વ શુભ કર્મોના સ્વામિ છો. વળી તમે વિશાળ ભુજવાળા અથવા અસંખ્ય ભક્તોના આધારરૂપ છો. તમે આ યજ્ઞના હવિનું ભક્ષણ કરો. ૧

अश्विनापुरुदंससानराशवीरयाधिया ।
धिष्ण्यावनतं गिरः ॥ २ ॥

प० अश्विना । पुरु । दंससा । नरा । शवीरया । धिया । धिष्ण्या ।
वनतम् । गिरः ॥ २ ॥

अ०—હે અશ્વિનો !, આપ અનેક કર્મો વડે વિખ્યાત છો. આપ નેતારૂપે છો. તથા શૌર્યયુક્ત છો. ( અથવા ) બુદ્ધિવાળા છો. આપ એકાગ્ર મનથી અમારી સ્તુતિનો આદરપૂર્વક સ્વીકાર કરો.૨

दस्रायुवाकवः सुतानासत्यावृक्तबर्हिषः ।
आयातंरुद्रवर्तनी ॥ ३ ॥

प०—दस्रा । युवाकवः । सुताः । नासत्या । वृक्तऽबर्हिषः । आ ।
यातम् । रुद्रवर्तनी ॥ ३ ॥

अ०—હે સત્યસ્વરૂપ અશ્વિનો !, શત્રુઓના અથવા રોગશત્રુના નાશ કરનાર તરીકે આપ વિખ્યાત છો; તથા ભીષણ પરાક્રમ વાળા છો. વૃક્તબર્હિષ્ નામના ઋત્વિજે સ્વાદિષ્ટ પદાર્થનું મિશ્રણ કરી આ સોમરસ તૈયાર કરી મૂક્યો છે માટે આપનું આગમન અત્રે થવા દ્યો અને તે સોમરસનો સ્વીકાર કરો. ( 'वृक्तबर्हिषः' પદનો અર્થ આ સોમરસમા પડેલી દર્ભની સળીઓ (કાડી) કાઢી નાખી પીલીને તૈયાર કરેલ છે એમ પણ થાય છે ) ३

इन्द्रायाहिचित्रभानोसुताइमेत्वायवः ।
अण्वीभिस्तनापूतासः ॥ ४ ॥

प०—इन्द्रं । आ । याहि । चित्रभानो । सुताः । इमे । त्वाऽयवः । अण्वीभिः[१२] । तना[१३] । पूतासः ॥ ४ ॥

अ०—હે વિચિત્ર કાંતિવાળા ઇન્દ્રદેવ[1], અહીંયા આવ. આ સોમરસ અમોએ આગળીઓવતી પીલી મુકયો છે. તે હમેશાજ પવિત્ર છે. આ સોમરસ ત્હારી આવવાની કામના કરી રહ્યો છે. ૪

इन्द्रायाहिधियेषितो विप्रजूतः सुतावतः ।
उपब्रह्माणिवाघतः ॥ ५ ॥

प० इन्द्रं । आ । याहि । धिया । इषितः[१४] । विप्रऽजूतः । सुतऽवतः । उप[१५] । ब्रह्माणि । वाघतः[१६] ॥ ५ ॥

अ०—હે ઇન્દ્ર !, ઘણા વિદ્વાન્ ઋત્વિજોએ ત્હારૂં સ્તવન કરેલું છે. અમે પણ ભક્તિપૂર્વક ત્હારી પ્રાર્થના કરીએ છીએ. આ ઋત્વિજોએ સોમરસ તૈયાર કરી રાખ્યો છે માટે તેમનાં વેદરૂપ સ્તોત્રોનો સ્વીકાર કરી અહીં આવ. ૫

इन्द्रायाहितूतुजानउपब्रह्माणिहरिवः ।
सुतेदधिष्वनश्चनः ॥ ६ ॥

प० इन्द्रं । आ । याहि । तूतुजानः[१७] । उप । ब्रह्माणि । हरिऽवः[१८] । सुते[१९] । दधिष्व । नः । चनः[२०] ॥ ६ ॥ ९ ॥

अ०—હે પીતવર્ણના અશ્વવાળા ઇન્દ્રદેવ !, અમારાં સ્તોત્રોનો સ્વીકાર કરી તું જલ્દીથી અહીં આવ. સોમરસ તૈયાર કરી મુકયો છે; હવ્યરૂપ અમારૂં આ અન્ન તું સ્વીકાર. ૬

ओमासश्चर्षणीधृतोविश्वेदेवास आगत ।
दाश्वांसोदाशुषः सुतम् ॥ ७ ॥

प० ओमासः । चर्षणिऽधृतः । विश्वे । देवासः । आ । गत ।
दाश्वांसः । दाशुषः । सुतम् ॥ ७ ॥

अ०—હે વિશ્વેદેવો !, આપ જગતના રક્ષણકર્તા અને મનુષ્યોના પોષણ કરનારા છો. આપ ફલદાતા છો. આપને હું હવિર્ભાગ અર્પણ કરું છું. આ સોમરસ તૈયાર કરી મુકયો છે માટે આપ અહીં આવો. ७

विश्वेदेवासोअप्तुरःसुतमागन्त तूर्णयः ।
उस्राइवस्वसराणि ॥ ८ ॥

प०—विश्वे । देवासः । अप्ऽतुरः । सुतम् । आ । गन्त । तूर्णयः ।
उस्राःऽइव । स्वसराणि ॥ ८ ॥

अ०—હે વિશ્વેદેવો !, યોગ્યસમયે આપ વૃષ્ટિદાન કરો છો. દિવસના ભાગમાં સૂર્યનાં કિરણો જેમ આલસ્યરહિત થઇ સમાગમન કરે છે તે રીતે આલસ્યરહિત થઇ અમારો અનુગ્રહ કરવા અહીં આગમન કરો અને સોમગ્રહણ કરો. ८

विश्वेदेवासोअस्रिधएहिमायासोअद्रुहः ।
मेधंजुषन्तवह्नयः ॥ ९ ॥

प०—विश्वे । देवासः । अस्रिधः । एहिऽमायासः । अद्रुहः । मेधम् ।
जुषन्त । वह्नयः ॥ ९ ॥

अ०—વિશ્વેદેવોએ અમારા હવિનો સ્વીકાર કર્યો. તેમનો નાશ અથવા શોષણ કરવાને કોઇ સમર્થ નથી. તેઓ વિશ્વપ્રજ્ઞ છે. તેઓ કોઇનો દ્રોહ કરતા નથી. તેઓ ધનને હમેશાં પ્રાપ્ત કરાવે છે. ९

पा॒व॒का नः॒ सर॑स्वती॒ वाजे॑भिर्वा॒जिनी॑वती ।
य॒ज्ञं व॑ष्टु धि॒याव॑सुः ॥ १० ॥

प०—पा॒व॒का । नः॒ । सर॑स्वती । वाजे॑भिः । वा॒जिनी॑ऽवती । य॒ज्ञम् । व॒ष्टु । धि॒याऽव॑सुः ॥ १० ॥

अ०—હે જગતને પાવન કરનાર સરસ્વતી !, તમે અન્નવતી છો. તમે ધન પ્રાપ્ત કરાવનાર છો. અમારા યજ્ઞમાંના હવિર્ભાગની પ્રેમથી ઇચ્છા કરો. અર્થાત્ અમારા યજ્ઞનું નિર્વાહન સફળ કરો. १०

चो॒द॒यि॒त्री सू॒नृता॑नां॒ चेत॑न्ती सुमती॒नाम् ।
य॒ज्ञं द॑धे॒ सर॑स्वती ॥ ११ ॥

प०—चो॒द॒यि॒त्री । सू॒नृता॑नाम् । चेत॑न्ती । सु॒ऽम॒ती॒नाम् । य॒ज्ञम् । द॒धे॒ । सर॑स्वती ॥ ११ ॥

अ०—પ્રિય તથા સત્ય વાક્યોની પ્રેરનાર તેજ છે. શોભનબુદ્ધિવાળા કર્મના અનુષ્ઠાતાઓને અનુષ્ઠેયનું ખરૂં જ્ઞાન કરાવનાર પણ તેજ છે. આજ સરસ્વતીદેવીએ અમારા યજ્ઞનો સ્વીકાર કર્યો છે. ११

म॒हो अर्णः॒ सर॑स्वती॒ प्र चे॑तयति के॒तुना॑ ।
धियो॒ विश्वा॒ वि रा॑जति ॥ १२ ॥

प०—म॒हः । अर्णः॑ । सर॑स्वती । प्र । चे॒त॒य॒ति॒ । के॒तुना॑ । धियः॑ । विश्वाः॑ । वि । रा॒ज॒ति॒ । १२ ॥ ६ ॥

અ૦—તે નદીરૂપી દેવી !, તેના પ્રવાહરૂપ કર્મ વડે મહાસાગરની કલ્પના કરાવે છે; અને પોતાના દૈવી સ્વરૂપ વડે, સર્વદા અનુષ્ઠાનવિષયક બુદ્ધિ ઉત્પાદન કરે છે. ૧૨ (૬)

## सूक्त ३

१ यज्वरीः = यागनिष्पादिकाः = યાગનિષ્પાદક
२ इषः = हविर्लक्षणान्यन्नानि = હવ્યાન્ન.
३ चनस्यतम् = इच्छतम = ઇચ્છા કરો.
४ शवीरया = गतियुक्तया = ગતિયુક્ત.
५ पुरुदंससा = बहुकर्माणौ = અનેક પરાક્રમવાળા.
६ धिष्ण्या = धाष्टर्ययुक्तौ, बुद्धिमंतौवा = શૌર્યયુક્ત; વા બુદ્ધિવાળા.
७ वनतम = संभजतम; स्वीकुरुतम् = સેવન કરો; સ્વીકારો.
८ गिरः = स्तुतीः = સ્તુતિ.
९ नासत्या = असत्यरहितौ = સત્ય સ્વરૂપ.
१० वृक्तबर्हिषः = वृक्तं मूलैर्वर्जितं बर्हिः आस्तीर्णं येषाम् = મૂળવર્જિત દર્ભાસનવાળા; યષ્ટા તે નામનો ઋત્વિજ.
११ त्वायवः = त्वां कामयमानाः = હારી કામના કરનાર.
१२ अण्वीभिः = अंगुलिभिः = આગળી વડે.
१३ तना = नित्यम = નિત્ય.
१४ जूतः = प्रेरितः = પ્રેરાયેલ.
१५ उपब्रह्माणि = वेदरूपाणि स्तोत्राणि उपैतुम = વેદરૂપ સ્તોત્રોને પ્રાપ્ત કરવા.
१६ वाघतः = એ નામનો ઋત્વિજ.
१७ तूतुजानः = त्वरमाणः = ત્વરાયુક્ત થઇ.

१८ हरिवः = हरि घोडानुं नाम छे, = अश्वयुक्त.
१९ सुते = सोमाभिषवयुक्ते कर्मणि = सोमाभिषवयुक्त कर्म परत्वे.
२० वन: = हविर्लक्षणमन्नम् = हव्यान्न.
२१ युवाकवः = युमिश्रणेवसतीवरीआदिश्रयण = युः = मिश्रणु करवुं. वसतीवरी आदि श्रयणु करनार.
२२ ओमासः = रक्षका. = रक्षक.
२३ चर्षणी धृतः = मनुष्यधर्ता = मनुष्यना पोषक.
२४ दाश्वांसः = दातारः फलस्य = फळदाता.
२५ अप्तुरः = तत्तत्कालप्रवृष्टिप्रदाः (तुरत्वरणे) = ते ते काळे वृष्टि देनारा. तुर् = त्वरावाचक छे.
२६ तूर्णयः = त्वरायुक्ताः = त्वरायुक्त.
२७ उस्राः = सूर्यरश्मयः = सूर्यरश्मि.
२८ स्वसराणि = अहानिप्रति = नित्य आलस्य रहित थइ.
२९ अस्निधः = क्षयरहिताः = अविनाशी.
३० वहनयः = धनवोढारः = धनने प्राप्त करावनार.
३१ वष्टु = कामयताम् = इच्छा करो.
३२ केतुना = प्रवाहरूपेण कर्मणा = प्रवाहरूप कर्म वडे.

---

## सूक्त ४.

ऋषिः—મધુચ્છન્દ; દેવતાઃ—ઇન્દ્ર; છંદઃ—ગાયત્રી.

सुरूपकृत्नुमूतयेसुदुघामिवगोदुहे ।
जुहूमसिद्यविद्यवि ॥ १ ॥

प०—सुरूपकृत्नुम् । ऊतये । सुदुघाम्ऽइव । गोऽदुहे । जुहूमसि । द्यविऽद्यवि ॥ १ ॥

અ०—તું સુંદર કર્મોનો કરનાર છે. દૂધ દોહવા દુઝણી ગાયનું જેમ દોગ્ધા આહવાન કરે, તેમ અમે પ્રતિદિન હે ઇન્દ્ર !, ત્હારૂં આહવાન કરીએ છીએ. તું અમારૂં રક્ષણ કર. ૧

उपनःसवनागहिसोमस्यसोमपाःपिब ।
गोदाइद्रेवतोमदः ॥ २ ॥

प०—उप । नः । सवना । आ । गहि । सोमस्य । सोमऽपाः । पिब । गोऽदाः । इत् । रेवतः । मदः ॥ २ ॥

અ०—હે ઇન્દ્ર !, તુંને સોમ બહુ પ્રિય છે. સોમનો હવિ ગ્રહણ કરવા તું અત્રે આવ. આ સોમરસનું પ્રાશન કર; તું ધનસંપન્ન છે. તું પ્રસન્ન થવાથી અમને ગાયોરૂપી ધન અવશ્ય પ્રાપ્ત થાય છે. ૨

अथातेअन्तमानांविद्यामसुमतीनाम् ।
मानोअतिख्यआगहि ॥ ३ ॥

प०—अथ । ते । अन्तमानाम् । विद्याम । सुऽमतीनाम् । मा ।
नः । अति । ख्यः । आ । गहि ॥ ३ ॥

अ०—હે ઇન્દ્ર !, સોમરસનું તું પ્રાશન કર; શોભનબુદ્ધિવાળો મનુષ્યોજ ત્હારા નિકટ સ્વરૂપને જાણી શકે છે; તું અમને તેવી બુદ્ધિ આપ. અથવા (૨) કર્માનુષ્ઠાન વિષય સિદ્ધ થાય તે માટે ત્હારૂં સ્મરણ કરીએ છીએ માટે તું અમને તેવી બુદ્ધિ આપ; અમારા સિવાય અન્ય કોઇને ત્હારા સ્વરૂપનું કથન્ કરીશ નહિ. કેવળ અમનેજ તેનું કથન કર. ૩

परेहि विग्रमस्तृतमिन्द्रं पृच्छा विपश्चितम् ।
यस्ते सखिभ्य आ वरम् ॥ ४ ॥

प०—परा । इहि । विप्रम् । अस्तृतम् । इन्द्रम् । पृच्छ । विपः
ऽचितम् । यः । ते । सखिऽभ्यः । आ । वरम् ॥ ४ ॥

अ०—(યજમાન પ્રતિ હોતા કહે છે)–ઇંદ્ર બુદ્ધિશાળી, અપરાજિત તથા પ્રજ્ઞાવાન્ છે. તેની સમીપમાં તું જા અને તેને પુછ કે-હોતાના સ્તવનથી તું પ્રસન્ન થયો કે નહિ ? પ્રસન્ન થયે તે તુંને તથા ઋત્વિજોને ધનપુત્રાદિક ઇષ્ટ વસ્તુ ચોમેર આપશે. ૪

उत ब्रुवन्तु नो निदो निरन्यतश्चिदारत ।
दधाना इन्द्र इद्दुवः ॥ ५ ॥ ७ ॥

प०—उत । ब्रुवन्तु । नः । निदः । निः । अन्यतः । चित् ।
आरत । दधानाः । इन्द्रे । इत् । दुवः ॥ ५ ॥ ७ ॥

अ०—હે ઋત્વિજો !, તમે ઇન્દ્રનું સ્તવન કરો. આ ઋત્વિજો તો કેવળ ઇંદ્રનીજ ઉપાસના કરે છે. એમ નિંદાખોર મનુષ્યો

અમે કહે. હે નિંદાખોરો ! અહીં તથા અન્યસ્થળે તમે દૂરજ રહો. ૫-૭

उतनः॑सुभगाँ॒अरि॑र्वो॒चेयु॑र्दस्मकृ॒ष्टयः॑ ।
स्यामेदिन्द्र॑स्य॒शर्म॑णि ॥ ६ ॥

प०—उ॒त । नः॒ । सु॒ऽभगा॑न् । अ॒रिः॑ । वो॒चेयुः॑ । द॒स्म॒ । कृ॒ष्टयः॑ ।
स्याम॑ । इत् । इन्द्र॑स्य । शर्म॑णि ॥ ६ ॥

अ०—શત્રુનો નાશ કરનાર હે ઈંદ્ર !, ત્હારા અનુગ્રહ વડે તો 'અમે મોટા ભાગ્યવાન્ છીએ' એમ અમારા શત્રુઓ પણ ઉચ્ચારણ કરે છે તો અમારા મિત્રો તેમ કહે તેમા શું આશ્ચર્ય ? ધનસંપન્ન સતા અમે સદા ત્હારા સુખાશ્રય નીચે રહીએ. ૬

एमा॒शुमा॒शवे॒भर॑यज्ञ॒श्रियं॑नृ॒माद॑नम् ।
प॒तय॑न्मन्द॒यत्स॑खम् ॥ ७ ॥

प०—आ । ई॒म् । आ॒शुम् । आ॒शवे॑ । भ॒र॒ । य॒ज्ञ॒ऽश्रिय॑म् । नृ॒ऽमा-
द॑नम् । प॒तय॑त् । म॒न्द॒यत्ऽस॑खम् ॥ ७ ॥

अ०—આ યજ્ઞકર્મમા પ્રાપ્ત સર્વવ્યાપી ઈંદ્રને સવનત્રયવ્યાપ્ત (પ્રાતઃ આદિ ત્રણે કાળની સવનક્રિયા વિષે વ્યાપ્ત) સોમરસ અર્પણ કરો. એ સોમરસપાન વડે ઋત્વિજો તથા યજમાનને આનંદનું સ્ફુરણ થાય છે. તે સોમરસજ યજ્ઞની સંપત્તિરૂપ છે. યજમાનને હર્ષ પમાડનાર ઈંદ્રને તે સખારૂપે પ્રિય છે. ૭

अ॒स्यपी॒त्वाश॑तक्रतोघ॒नोवृ॒त्राणा॑मभवः ।
प्रावो॒वाजे॑षुवा॒जिन॑म् ॥ ८ ॥

प०—अस्य । पीत्वा । शतक्रतो । घनः । वृत्राणाम् । अभवः ।
प्र । आवः । वाजेषु । वाजिनम् ॥ ८ ॥

अ०—આજ સોમરસનું પાન કરી હે ઇન્દ્ર ! તેં વૃત્રાસુરાદિ શત્રુઓનો વધ કર્યો, અને તેથી સંગ્રામ વિષે યુદ્ધ કરનાર તારા ભક્તનું સુરક્ષણ કર્યું. ૮

तंत्वावाजेषुवाजिनंवाजयामःशतक्रतो ।
धनानामिन्द्रसातये ॥ ९ ॥

प०—तम् । त्वा । वाजेषु । वाजिनम् । वाजयामः । शतक्रतो ।
धनानाम् । इन्द्र । सातये ॥ ९ ॥

अ०—હે મહાપરાક્રમી અથવા મહાબુદ્ધિશાળી ઇન્દ્ર ! યુદ્ધ વિષે તારૂં બળ સુપ્રસિદ્ધ છે. અમને વૈભવ પ્રાપ્ત થાય તે અર્થે આ અન્ન વડે ત્હારી સ્તુતિ કરીએ છીએ. ૯

योरायोऽवनिर्महान्त्सुपारःसुन्वतःसखा ।
तस्माइन्द्रायगायत ॥ १० ॥ ८ ॥

प०—यः । रायः । अवनिः । महान् । सुऽपारः । सुन्वतः ॥
सखा । तस्मै । इन्द्राय । गायत । १० ॥ ८ ॥

अ०—જે સંપત્તિનો સ્વામી છે, જે મહાન્ ગુણસંપન્ન છે, શોભન કર્મોનો જે પાલક છે તથા સોમરસ અર્પણ કરનાર યાજકોનો જે સખા છે, તે ઇન્દ્રનું યશોગાન કરો. ૧૦-૮

## सूक्त ४

१ सुरूपकृत्नुम् = સુંદર કર્મ કરનાર; તેને.
२ रेवतः = धनवतः = ધનસંપન્ન.
३ अस्तृतम् = अहिंसितम् = અ-પરાજિત.
४ निदः = निंदितारः = નિંદાખોર મનુષ્યો.
५ निरारत = इतोदेशात् निर्गच्छतु = આ સ્થળેથી નિર્ગમન કરો.
६ दुवः = परिचर्या = ઉપાસના.
७ दस्म = शत्रूणां उपक्षपयितृ = શત્રુનો નાશ કરનાર.
८ कृष्टयः = मनुष्याः = મનુષ્યો.
९ आशुम् = सवनत्रयव्याप्तं = ત્રણે સવનક્રિયા વિષે વ્યાપ્ત.
१० आशवे = कृत्स्नयागव्याप्ताय ( इन्द्राय ) = સર્વ યજ્ઞો વિષે વ્યાપ્ત; સર્વવ્યાપી.
११ भर = आहर = અર્પણ કરો.
१२ पतयत् = कर्माणि प्राप्नुवंतम् = કર્મોને પ્રાપ્ત કરાવનાર = સંપત્તિરૂપ.
१३ घनः = हंता = વધ કરનાર.
१४ वाजेषु = संग्रामेषु = સંગ્રામો વિષે.
१५ वाजयामः = अन्नवन्तः कुर्मः = અન્નવડે સ્તુતિ કરીએ છીએ.
१६ सातिः = संभजनं = પ્રાપ્તિ.
१७ अवनिः = रक्षकः = સ્વામી.
१८ सुपारः = सुष्ठुकर्मणः पूरयिता = શોભન કર્મનો પાલક.

---

## सूक्त ५.

ઋષિઃ-મધુચ્છન્દ; દેવતાઃ-ઇંદ્ર; છન્દઃ-ગાયત્રી.

आत्वेतानिषीदतेन्द्रमभिप्रगायत ।
सखायःस्तोमवाहसः ॥ १ ॥

प०—आ । तु । आ । इत । नि । सीदत । इन्द्रम् । अभि । प्र ।
गायत । सखायः । स्तोमवाहसः ॥ १ ॥

अ०—હે સ્તોત્રો ગાવામાં કુશળ મિત્રો ( ઋત્વિજો )! આ યજ્ઞકર્મ વિષે શીઘ્ર આવો, બેસો અને ઇંદ્રનું અધિક પ્રકારે ગાન કરો. १

पुरूतमंपुरूणामीशानंवार्याणाम् ।
इन्द्रंसोमेसचासुते ॥ २ ॥

प०—पुरुऽतमम् । पुरूणाम् । । ईशानम् । वार्याणाम् । इन्द्रम् ।
सोमे । सचा । सुते ॥ २ ॥

अ०—હે મિત્રો ! તમે સર્વે એકત્ર થઇ યશોગાન કરો. અથવા એકત્ર થઇ સોમરસ પીલી તૈયાર કરી ઇંદ્રનું ગાન કરો. આ ઇંદ્ર શત્રુઓને ગ્લાનિ ઉપજાવે તેવો તથા અનેક સ્પૃહણીય સંપત્તિનો સ્વામી છે. ૨

सघानोयोगआभुवत्सरायेसपुरंध्याम् ।
गमद्वाजेभिरासनः ॥ ३ ॥

प०—सः । घ । नः । योगे । आ । भुवत् । सः । राये । सः ।
पुरम्ऽध्याम् । गमत् । वाजेभिः । आ । सः । नः ॥ ३ ॥

અ○—આજ ઇન્દ્ર અમારા પુરૂષાર્થ સિદ્ધ કરાવો. અમારી ધન-સંપત્તિ તથા અમારી સ્ત્રી અથવા બુદ્ધિ વિષે આજ દેવ વાસ કરો. અન્નાદિ સર્વ સામર્થ્ય સાથે આજ દેવ અમારી પાસે આવો. ૩

यस्यसंस्थेनवृण्वतेहरीसमत्सुशत्रवः ।
तस्माइन्द्रायगायत ॥ ४ ॥

प○—यस्यं । सम्ऽस्थे । न । वृण्वते । हरी । सुमत्ऽसु । शत्रवः ।
तस्मै । इन्द्राय । गायत ॥ ४ ॥

અ○—જેના રથ વિષે અશ્વ સજ્જ થયેલ જોઇ શત્રુઓ યુદ્ધમા સામા મોયે ઉભા રહેતા નથી કિંતુ પલાયન કરી જાય છે તે ઇન્દ્રનો મહિમા ગાઓ. ૪

सुतपाव्नेसुताइमेशुचयोयन्तिवीतये ।
सोमासोदध्याशिरः ॥ ५ ॥ ९ ॥

प○—सुतऽपाव्ने । सुताः । इमे । शुचयः । यन्ति । वीतये ।
सोमासः । दधिऽआशिरः ॥ ५ ॥ ९ ॥

અ○—પીલી તૈયાર કરેલ આ પવિત્ર તથા દહીં વડે મિશ્રિત સોમ-રસનું પાન કરે તે માટે તે (સોમ) સોમપાલક (ઇન્દ્ર) પાસે જાય છે. ૫

त्वंसुतस्यपीतयेसद्योवृद्धोअजायथाः ।
इन्द्रज्यैष्ठ्यायसुक्रतो ॥ ६ ॥

प○—त्वम् । सुतस्यं । पीतये । सद्य । वृद्धः । अजायथाः । इन्द्र ।
ज्यैष्ठ्याय । सुक्रतो ॥ ६ ॥

અ૦—હે રૂડા કર્મ (અથવા રૂડી બુદ્ધિ) વાળા ઇન્દ્ર ! સોમરસનું પાન કરવા તથા દેવો વિષે જ્યેષ્ઠપણું પ્રાપ્ત કરવા તું એકદમ ઉત્સાહયુક્ત થઇ પ્રગટ થયો ૬

आत्वाविशन्त्वाशव सोमासइन्द्रगिर्वणः ।
शन्तेसन्तुमचेतसे ॥ ७ ॥

प०—आ । त्वा । विशन्तु । आशवं । सोमास । इन्द्र । गिर्वण । शम् । ते । सन्तु । प्रचेतसे ॥ ७ ॥

અ૦—હે સ્તુતિસેવ્ય ઇન્દ્ર ! સવનત્રયવ્યાપ્ત અથવા સર્વ અવયવો વિષે વિકાર કરનાર આ સોમરસ ત્હારા મુખમા પ્રવેશ કરે. અને તને આનંદ આપો તુ પ્રકૃષ્ટ જ્ઞાનવાળો છે ૭

त्वास्तोमाअवीवृधन्त्वामुक्थाशतक्रतो ।
त्वावर्धन्तुनोगिरः ॥ ८ ॥

प०—त्वाम् । स्तोमां । अवीवृधन् । त्वाम् । उक्था । शतक्रतो । त्वाम् । वर्धन्तु । न । गिरं ॥ ८ ॥

અ૦—હે અનેક પરાક્રમવાળા ઇન્દ્ર ! સામગાનારના સ્તોત્રો વડે ત્હારો મહિમા વધ્યો તથા ઋષિઓના શસ્ત્રો (સ્તવન) વડે તારો મહિમા સર્વત્ર વૃદ્ધિને પામ્યો. અમારા સ્તોત્રો પણ ત્હારો મહિમા વધારો ૮

अक्षितोतिःसनेदिमंवाजमिन्द्रःसहस्रिणम् ।
यस्मिन्विश्वानिपौंस्या ॥ ९ ॥

प०—अक्षितऽऊति । सनेत् । इमम् । वाजम् । इन्द्रः । सहस्रिणम् । यस्मिन् । विश्वानि । पौंस्या ॥ ९ ॥

અ૦—હે ઇન્દ્ર! તું સતત રક્ષણ કરનાર છે. તું આ સોમરસરૂપ અન્નનું પ્રાશન કર. આ અન્ન અગણિત સ્વરૂપવાળું છે. તેના યોગ વડે અન્ય સર્વ સામર્થ્ય સિદ્ધ થાય છે. ૯

मानो॒मर्ता॑अ॒भिद्रु॑हन्त॒नूना॒मिन्द्रगिर्वणः ।
ईशा॑नोयवया॒वधम् ॥ १० ॥ १०

प०—मा । नः । मर्ताः॑ । अ॒भि । द्रुह॑न् । त॒नूना॑म् । इ॒न्द्र॒ । गिर्व॒णः । ईशा॑नः । य॒व॒य॒ । व॒धम् ॥ १० ॥ १० ॥

અ૦—હે સર્વસ્તુત ઇન્દ્ર! કોઇ વિરોધી મનુષ્યો અમારા શરીરને ઉપદ્રવ કરવાને સમર્થ ન હો. તું સમર્થ છે. કોઇ પણ વૈરી વડે અમારો વધ ન થાય તેમ અમને ઉપદ્રવ રહિત કર. ૧૦

## सूक्त ५.

१ पुरूतमम् = पुरून् शत्रून् तामयति तम् = અનેક શત્રુઓને ગ્લાનિ ઉપજાવે તેવો; તેને.
२ वार्याणाम् = वरणीयानां धनानाम् = સ્પૃહણીય સંપત્તિનો.
३ सचा = सर्वैःसह परस्परसमवायेन = એકત્ર થઇને.
४ घ = अवधारणार्थे = 'ઘ' પદ નિશ્ચયવાચક છે.
५ पुरंध्याम् = बहुविध्यां योषिति वा बुद्धयाम् = સ્ત્રી વા બહુવિધા બુદ્ધિ વિષે.
६ संरथे = रथे = રથ વિષે.
७ समत्सु = युद्धेषु = યુદ્ધ વિષે.
८ पान्नः = पालनकर्ता = પાલક.
९ दध्याशिरः = दधिरवआशीर्येषाम = દહીં વડે મિશ્રિત.
१० वृद्धः = उत्साहेन युक्तः = ઉત્સાહ વડે યુક્ત.

११ ज्येष्ठ्याय = देवेषुज्येष्ठतार्थम् = દેવો મધ્યે જ્યેષ્ઠપણું પ્રાપ્ત કરવા.
१२ शतक्रतो = बहुकर्मन् बहुप्रज्ञ = અનેક પરાક્રમ વા બુદ્ધિવાળો.
१३ गिर्वणः = स्तुतिभिःसंभजनीय = સ્તુતિસેવ્ય.
१४ प्रचेतसे = प्रकृष्टज्ञानाय = પ્રકૃષ્ટજ્ઞાનવાળાને.
१५ अक्षितोतिः = अहिंसितरक्षणः = સતત રક્ષણ કરનાર.
१६ पौंस्या = पुंस्त्वानि बलानि ( वर्तन्ते ) = સામર્થ્ય.
१७ मर्ताः = विरोधिन.मनुष्याः = વિરોધી મનુષ્યો.
१८ यवय = अस्मत्तःपृथक्कुरु = અમોથી પૃથક્ કર.

---

## सूक्त ६.

ઋષિઃ-મધુચ્છન્દઃ; દેવતાઃ-૧-૩ ઇન્દ્ર, ૪-૬-૮-૯ મરુત, ૫-૭ મરુત તથા ઇન્દ્ર, ૧૦ ઇન્દ્રઃ છંદઃ-ગાયત્રી.

युञ्जन्तिंब्रध्नमरुषंचरन्तंपरिंतस्थुषः । *
रोचन्तेरोचनादिवि ॥ १ ॥

प०— युञ्जन्ति । ब्रध्नम् । अरुषम् । चरन्तम् । परि । तस्थुषः ।
रोचन्ते । रोचना दिवि ॥ १ ॥

અ૦—ખરેખર, ઇન્દ્રદેવ મહાન્ ઐશ્વર્યયુક્ત છે; અગ્નિ, વાયુ આદિ તથા નક્ષત્રરૂપે તેજ અવસ્થિત છે. તું ઇન્દ્રદેવ મહાન્ તથા હિંસક ( શત્રુ ) રહિત અગ્નિરૂપ છે. તું ચોમેર વાયુરૂપે પ્રસરે છે. ત્રણે લોકનાં પ્રાણિઓ પોતપોતાના કર્મ વિષે તનેજ

---

* तै. ब्रा. ३-९-४.

"દેવનારૂપે પૂજે છે. આ નક્ષત્રરૂપી તેજોગણ આકાશમાં ચળકે છે તે પણ ત્હારીજ મૂર્તિ રૂપે છે. ૧

युञ्जन्त्यस्यकाम्याहरीविपक्षसारथे ।
शोणाधृष्णूनृवाहसा ॥ २ ॥

प०—युञ्जन्ति । अस्य । काम्या । हरी । विऽपक्षसा । रथे ।
शोणा । धृष्णू । नृऽवाहसा ॥ २ ॥

અ०—સારથિઓ આ ઇન્દ્રદેવના રથની બન્ને બાજુએ હરી નામના બે અશ્વોને જોડે છે. તે અશ્વો સુંદર તથા જોનારને અભિલાષા ઉત્પન્ન કરે તેવા છે; તેઓ રંગે જરા રાતા છે. તેઓ ઇન્દ્ર તથા તેના સારથિ આદિનું વહન કરનાર, પ્રગલ્ભ સ્વરૂપવાળા છે. ૨

केतुंकृण्वन्नकेतवेपेशोमर्याअपेशसे ।
समुषद्भिरजायथाः ॥ ३ ॥

प०—केतुम् । कृण्वन् । अकेतवे । पेशः[११] । मर्याः । अपेशसे[१२] ।
सम् । उषत्ऽभिः[१३] । अजायथाः ॥ ३ ॥

અ०—હે મનુષ્યો ! અચેતન પદાર્થને ચૈતન્ય આપતો તથા અવ્યક્ત પદાર્થને વ્યક્ત કરતો ઉષાની સાથેજ આદિત્યરૂપ આ ઇન્દ્રદેવ પણ ઉદય પામ્યો. હે મર્યરૂપ ઇન્દ્ર ! ( સૂર્યનો અસ્ત થાય ત્યારે તે મરણ પામે છે એમ ઔપચારિક અર્થ થાય છે.) દાહક રશ્મિઓ વડે યુક્ત થઇ, તું પ્રતિદિન ઉદય પામે છે. ૩

आदहस्वधामनुपुनर्गर्भत्वमेरिरे ।
दधानानामयज्ञियम् ॥ ४ ॥

प०— आत् । अहं । स्वधाम् । अनुं । पुनः । गर्भऽत्वम् ।
आऽईरिरे । दधानाः । नाम । यज्ञियम् ॥ ४ ॥

अ०—વર્ષાઋતુ વ્યતીત થયા પછી તરતજ, યજ્ઞકર્મમાં પરિચિત નામ ધારણ કરી આ મરૂદેવો ઉદકસ્વરૂપ સ્વલોક વિષે પુનઃ પુનઃ ગર્ભાવાસ કરે છે; અર્થાત્ મેઘ મધ્યેના જળને ગર્ભાકારે પ્રેરે છે. ૪

( આ સૂક્ત ઇન્દ્ર સંબંધી છે તથાપિ આ ઋચાથી આરંભી બીજી ૭ ઋચાઓ મરૂદેવનું વર્ણન કરે છે ).

वीळुचिदारुजत्नुभिर्गुहाचिदिन्द्रवह्निभिः ।
अविन्दउस्रियाअनु ॥ ५ ॥

प०— वीळु । चित् । आरुजत्नुऽभिः । गुहा । चित् । इन्द्र ।
वह्निऽभिः । अविन्दः । उस्रियाः । अनु ॥ ५ ॥ ११ ॥

अ०—હે ઇન્દ્રદેવ! તેં દુર્ગમસ્થાન (પર્વત)ને પણ ભેદી નાખે તેવા વાહકરૂપ મરૂદેવોના યોગ વડે, ગુફાઓ વિષે સ્થાપિત ગાયોનો પત્તો મેળવી તેમને પ્રાપ્ત કરી. ૫

( જુઓ–निरुद्धा आपः पणिनेव गाव इति ऋ. सं. १-२-३८ )

देवयन्तोयथामतिमच्छाविदद्वसुंगिरः ।
महामनूषतश्रुतम् ॥ ६ ॥

प०— देवऽयन्तः । यथा । मतिम् । अच्छ । विदत्ऽवसुम् । गिरः ।
महाम् । अनूषत । श्रुतम् ॥ ६ ॥

अ०—મરૂદ્‌ગણ પ્રૌઢ, વિખ્યાત, સુપ્રસિદ્ધ વૈભવવાળો છે;

તેની કામનાવાળા આ ઋત્વિજોએ ઇન્દ્રની પેઠે તેની સ્તુતિ કરી. ૬

इन्द्रेणसंहिदृक्षसेसंजग्मानोअबिभ्युषा । *
मन्दूसमानवर्चसा ॥ ७ ॥

प०—इन्द्रेण । सम् । हि । दृक्षसे । सम्ऽजग्मानः । अबिभ्युषा ।
मन्दू । समानऽवर्चसा ॥ ७ ॥

अ०—જેને ભય સ્પર્શ કરી શકતો નથી તેવા ઇન્દ્રદેવની સાથે સંગમન કરતાં હે મરૂત્ દેવતાઓ! તમે સુંદર દેખાઓ છો; તમે બન્ને નિત્ય પ્રમુદિત તથા સામાન્ય તેજવાળા દેખાઓ છો. ७

( જુઓ-इन्द्रोवैवृत्रंहनिष्यन् ऐ. ब्रा. ३-२० )

अनवद्यैरभिद्युभिर्मखःसहस्वदर्चति ।
गणैरिन्द्रस्यकाम्यैः ॥ ८ ॥

प०—अनवद्यैः । अभिद्युऽभिः । मखः । सहस्वत् । अर्चति ।
गणैः । इन्द्रस्य । काम्यैः ॥ ८ ॥

अ०—આ યજ્ઞ વિષે, દોષરહિત, અતિ તેજસ્વી અથવા દ્યુલોક વિષે રહેલ તથા અભિલાષા કરવા યોગ્ય મરૂદ્ગણ સહવર્તમાન ઇન્દ્રદેવનું અર્ચન જોરશોર ચાલી રહ્યું છે. ८

अतःपरिज्मन्नागहिदिवोवारोचनादधि ।
समस्मिन्नृञ्जतेगिरः ॥ ९ ॥

---

* १. ऋ. सं. ६-६-३३ ।

प०—अतः ॥ परिहृज्मन् । आ । गहि । दिवः । वा । रोचनात् ।
अधि । सम् । अस्मिन् । ऋञ्जते । गिरः ॥ ९ ॥

अ०—હે સર્વવ્યાપી મરૂદ્ગણુ! અંતરિક્ષમાંથી, ઘુલોકમાંથી, આદિત્ય મંડલમાંથી, અર્થાત્ જ્યાં જ્યાં તું હો ત્યાંથી અત્રે આગમન કર; આ યજ્ઞકર્મ વિષે, ઋત્વિજો સુંદર રીતે ત્હારૂં સ્તવન કરી રહ્યા છે. ૯

इतोवांसातिमीमहेदिवोवापार्थिवादधि ।
इन्द्रंमहोवारजंसः ॥ १० ॥ ११ ॥

प०—इतः । वा । सातिम् । ईमहे । दिवः । वा । पार्थिवात् ।
अधि । इन्द्रम् । महः । वा । रजसः ॥ १० ॥ १२ ॥

अ०—હે ઇન્દ્રદેવ! ત્હારી પાસે અમે અભીષ્ટ વસ્તુની અધિક યાચના કરીએ છીએ; પૃથિવી, ઘુલોક, અથવા પ્રૌઢ અંતરિક્ષલોકમાંથી અર્થાત્ ગમે ત્યાંથી લાવીને તું તે અમને પ્રાપ્ત કરાવ્. ૧૦

## सूक्त ६

१ ब्रध्नम् = आदित्यरूपेणावस्थितम् = આદિત્યરૂપે અવસ્થિત.
२ अरुषम् = हिंसकरहिताग्निरूपेणावस्थितं ( इन्द्रं ) = શત્રુરહિત અગ્નિરૂપે અવસ્થિત (ઇન્દ્ર);
३ चरन्तम् = वायुरूपेणावस्थितम् = વાયુરૂપે અવસ્થિત.
४ रोचना = नक्षत्राणि = નક્ષત્રરૂપી તેજોગણુ.
५ विपक्षसा = विविधपक्षसोरथस्यपार्श्वयोरश्वयोः रथस्यपक्षयोः पार्श्वयोः योजितौ = રથની બન્ને બાજુએ જોડેલ.

६ शोणा = रक्तौ = જરા રાતા રંગના.
७ केतुम = प्रज्ञानम् = ચૈતન્ય.
८ अकेतवे = रात्रौनिद्राभूतत्वेन प्रज्ञानराहिताय प्राणिने = રાત્રિ વિષે નિદ્રાભૂતપણાને લઇ અચેતનભૂત પ્રાણિને.
९ परितस्थुषः = परितोपस्थिताः लोकत्रयवर्तिनः = प्राणिनः = ત્રૈલોકનાં પ્રાણિઓ.
१० युञ्जन्ति = स्वकीये कर्मणि देवतात्वेन संबंधं कुर्वन्ति = પોતાના ( યજ્ઞાદિક ) કર્મમાં દેવતારૂપે પૂજે છે.
११ पेशम = रूपम् अभिव्यज्यमानं कुर्वन्, प्रातः अन्धकारं निवारणेन = પ્રાતઃકાળના અન્ધકારને નિવારી રૂપને વ્યક્ત કરતો.
१२ अपेशसे = रात्रौ अन्धकारावृतत्वेनानातिव्यक्त्येन रूपरहिताय पदार्थाय = રાત્રિ વિષે અન્ધકારવડે આવૃત્તત્વ લીધે અવ્યક્તપણાને લઇ અવ્યક્ત પદાર્થને.
१३ वीळुचित् = दृढअपि = દુર્ગમ હોય તેને પણ.
१४ आरुजत्नुभिः = भंजद्भिः = ભેદી નાંખે તેવા.
१५ उस्रियाः = गाः = ગાયો.
१६ देवयन्तः = देवान् इच्छन्तः = દેવોની કામનાવાળા.
१७ मतिम = मन्तारं ( इन्द्रम ) = પ્રૌઢ બુદ્ધિવાળા(ઇન્દ્રને).
१८ विदद्वसुम् = वेदयद्भि. स्वमहिमप्रख्यापकैः वसुयुक्तम् = સુપ્રસિદ્ધ વૈભવવાળો.
१९ अनूषत = स्तुतवंतः = સ્તુતિ કરી છે.
२० गिरः = स्तोतारः = ઋત્વિજો.
२१ श्रुतम = विख्यातम् = વિખ્યાત.
२२ अविभ्युषा = भीतिरहितेन = જેને ભય સ્પર્શ કરતો નથી તેવા ( ઇન્દ્ર )ની સાથે.

२३ सहस्वत् = बलोपेतंयथास्यात् तथा = જોરશોર.
२४ परिज्मन् = परितोऽव्यापिन् ( मरुद्गण ) = સર્વવ્યાપી ( મરૂદ્ગણ ).
२५ संक्रुणते = सम्यक्प्रसाधयते = સુંદર રીતે સંપાદન કરે છે.
२६ इतः = मरुद्गणस्थानात् = મરૂદ્ગણના સ્થાનમાથી.
२७ सातिम् = धनदानम् = ધન (અભીષ્ટ વસ્તુ) દાનની.
२८ ईमहे = याचामहे = યાચના કરીએ છીએ.
२९ महः = प्रौढात् = પ્રૌઢ.
३० मर्ताः = मनुष्याः = મનુષ્યો.
३१ समुपद्भिः = दाहकैः = દાહક રશ્મિઓવડે યુક્ત થઇ.
३२ रजसः = अन्तरिक्षलोकात् = અન્તરિક્ષલોકમાથી.

---

## सूक्त ७.

ઋષિ—મધુચ્છન્દ; દેવતા:-ઇન્દ્ર; છન્દ—ગાયત્રી.

इन्द्रमिद्गाथिनो॑बृहदिन्द्र॑मर्केभि॑रर्किणः । *
इन्द्रं॒वाणी॑रनूषत ॥ १ ॥

प०—इन्द्र॑म् । इत् । गाथिनः॑ । बृहत् । इन्द्र॑म् । अर्केभिः॑ । अर्किणः॑ । इन्द्र॑म् । वाणीः॑ । अनूषत ॥ १ ॥

અ૦—ગાથા ગાનારા ઉદ્ગાતાઓએ બૃહત્ નામના સામમંત્ર વડે ઇન્દ્રની સ્તુતિ કરી. અર્ચપાઠક હોતાઓએ ઋગ્રૂપ મંત્રોવડે ઇન્દ્રનું અર્ચન કર્યું, તથા અધ્વર્યું આદિએ પણ યજુરૂપી વાણીવડે તેનીજ સ્તુતિ કરી. ૧

---

* ऋ. सं. ४-७-२७

इन्द्रइद्धर्योःसचासम्मिश्लआवचोयुजा ।
इन्द्रोवज्रीहिरण्ययः ॥ २ ॥

प०—इन्द्रः । इत् । हर्योः । सचा । सम्ऽमिश्लः । आ । वचःऽयुजा । इन्द्रः । वज्री । हिरण्ययः ॥ २ ॥

अ०—આ હરિ નામના અથવા હરિદ્વર્ણ બે અશ્વો ઇન્દ્રના શબ્દો ઉચ્ચાર માત્ર વડે રથે જોડાઇ જાય તેવા સુશિક્ષિત છે. ઇંદ્રદેવ જ તેનો સ્વામી છે. આ વજ્રધારી ઇન્દ્ર સર્વ આભરણો વડે ભૂષિત છે; અર્થાત્ સર્વ સંપત્તિનો સ્વામી છે. ૨

इन्द्रोदीर्घायचक्षसआसूर्यरोहयद्दिवि ।
विगोभिरद्रिमैरयत् ॥ ३ ॥

प०—इन्द्रः । दीर्घाय । चक्षसे । आ । सूर्यम् । रोहयत् । दिवि । वि । गोभिः । अद्रिम् । ऐरयत् ॥ ३ ॥

अ० પ્રૌઢસ્વરૂપે નિરંતર દર્શન થાય તે માટે ઇંદ્રે સૂર્યને આકાશમાં સ્થાપિત કર્યો. તે સૂર્યે પોતાના કિરણો વડે પર્વતથી માંડી સર્વ જગત્ ને વિશેષે કરીને પ્રકાશિત કર્યું; અથવા (૨) આ ઇંદ્રજ જળ નિમિત્તે મેઘને પ્રેરે છે. ૩

इन्द्रवाजेषुनोवसहस्रप्रधनेषुच ।
उग्रउग्राभिरूतिभिः ॥ ४ ॥

प०—इन्द्र । वाजेषु । नः । अव । सहस्रऽप्रधनेषु । च । उग्रः । उग्राभिः । ऊतिऽभिः ॥ ४ ॥

અ०—હે ઇન્દ્ર ! તું ઉગ્રસ્વરૂપ છે; યુદ્ધ વિષે તથા જેમાં અસંખ્ય ગજ તથા અશ્વાદિક લાભ થાય તેવા મહાયુદ્ધ વિષે પણ ત્હારાં ઉગ્રસાધનો વડે તું અમારૂં રક્ષણ કર. ૪

इन्द्रँवयंमहाधनइन्द्रमर्भेहवामहे ।
युजँवृत्रेषुवज्रिणम् ॥ ५ ॥ १२ ॥

प०—इन्द्रम् । वयम् । महाऽधने । इन्द्रम् । अर्भे । हवामहे । युजम् । वृत्रेषु । वज्रिणम् ॥ ५ ॥ १२ ॥

અ०—અધિક અથવા અલ્પ ધન પ્રાપ્ત કરવું હોય તથાપિ અમે તો ઈંદ્રનુંજ આહવાન કરીએ છીએ; તે ઈંદ્રદેવ, શત્રુ પ્રાપ્ત થતાં સમાહિત થઇ વજ્ર ધારણ કરી અમને સહાય કરે છે. ૫

सनोवृषन्नमुंचरुंसत्रादावन्नपावृधि ।
अस्मभ्यमप्रतिष्कुतः ॥ ६ ॥

प०—सः । नः । वृषन् । अमुम् । चरुम् । सत्राऽदावन् । अप । वृधि । अस्मभ्यम् । अप्रतिऽस्कुतः ॥ ६ ॥

અ०—હે ઇન્દ્રદેવ !, તું વૃષ્ટિવડે અમને સકળ અભીષ્ટ ફળો એકઠાં આપનાર છે; માટે અમારી કાંઇ પણ અવગણના ન કરતાં તું આ મેઘપટને ભેદી નાંખ્ય. ૬

तुञ्जेतुञ्जेयउत्तरेस्तोमाइन्द्रस्यवज्रिणः ।*
नविन्धेअस्यसुष्टुतिम् ॥ ७ ॥

---

१. ऋ. सं. २-७-१९ । २ ऋ. मं. ६-५-२९ । ३ ऋ. सं. २-७-१९

प०—तुञ्जेऽतुञ्जे । ये । उत्ऽत॑रे । स्तोमा॑ः । इन्द्र॑स्य । वृज्रिणः॑ ।
न । विन्धे । अस्य । सुऽस्तुतिम् ॥ ७ ॥

અ૦—અન્ય ફળદાતા દેવોની ઉત્કૃષ્ટ સ્તુતિઓ જોઈ કિંતુ હે વજ્રધારી ઇન્દ્રદેવ! ત્હારી યોગ્યતાને લાયક એકે સ્તુતિ મને જડતી નથી. ૭

वृषा॑यूथेव॒वंस॑गःकृष्टीरि॑यर्त्योज॑सा ।
ईशा॑नो॒अप्र॑तिष्कुतः ॥ ८ ॥

प०—वृषा॑ । यूथाऽइ॑व । वंस॑गः । कृष्टीः । इ॒य॒र्ति॒ । ओज॑सा ।
ईशा॑नः । अप्र॑तिऽस्कुतः ॥ ८ ॥

અ૦—સર્વ કામનાને વર્ષાવનાર ઇન્દ્રદેવ, સુંદર ગતિવાળો મહાન્ વૃષભ (આખલો) જેમ ગાયોના ટોળાની પાસે જાય તેમ પોતાના બળવડે અનુગ્રહ કરવાને મનુષ્યોને પ્રાપ્ત થય છે. તે ઇન્દ્રદેવ સમર્થ તથા સર્વેશ્વર છે. તે કોઇની પણ યાચનાનો પરિત્યાગ કરતો નથી. ૮

यएकश्चर्ष॒णीनांवसू॑नामिर॒ज्यति॑ ।
इन्द्र॒ःपञ्च॑क्षिती॒नाम् ॥ ९ ॥

प०—यः । एकः॑ । च॒र्ष॒णीनाम् । वसू॑नाम् । इ॒र॒ज्यति॑ । इन्द्रः॑ ।
पञ्च॑ । क्षि॒ती॒नाम् ॥ ९ ॥

અ૦—એકલો ઇન્દ્રજ સર્વ મનુષ્યો તથા સંપત્તિનો સ્વામિ છે; તે ઇન્દ્રદેવ, નિવાસયોગ્ય નિષાદ તથા પંચવર્ણના લોકોનો અનુગ્રહ કરનાર છે. ૯

इन्द्रं॑वो॒वि॒श्वत॒स्परि॒ह॒वा॑महे॒जने॑भ्यः ।
अ॒स्माक॑मस्तु॒केव॑लः ॥ १० ॥ १४ ॥

प०—इन्द्र॑म् । वः॒ । वि॒श्वतः॑ । परि॑ । ह॒वा॑महे । जने॑भ्यः । अ॒स्माक॑म् । अ॒स्तु॒ । केव॑लः ॥ १० ॥ १४ ॥

अ०—હે ઋત્વિજ તથા યજમાનો! અમે સર્વ મનુષ્યોના સ્વામિ ઇન્દ્રદેવનું તમારા માટે આહ્વાન કરીએ છીએ. તે અમારો અધિક અનુગ્રહ કરો, તે કેવળ અમારા હો. १० ,

## सूक्त ७

१ हृत = पद्म = ०४.
२ गाथिनः = उद्गातारः = ઉદ્ગાતાઓ.
३ बृहत = बृहत् नामकेन साम्ना = બૃહત્ નામના સામમંત્ર વડે
४ अर्किणः = होतारः (अर्चे) = હોતાઓ.
५ वाणीः = यजुरूपा वाक् = યજૂરૂપી વાણી
६ सचा = सह युगपत् = એકસાથે.
७ आसंमिश्लः = सर्वत सम्यक् मिश्रयिता = સર્વતઃ સુંદર રીતે મિશ્રયિતા.
८ वचोयुजा = सुशिक्षित = શબ્દોચ્ચાર.માત્ર વડે રથે જોડાઇ જાય તેવા સુશિક્ષિત.
९ दीर्घाय = निरन्तराय = નિરંતર.
१० चक्षसे = दर्शनाय = દર્શન.
११ गो = रश्मि, जल = કિરણ, જળ
१२ व्यैरयत् = विशेषेण प्रेरितवान् = વિશેષે કરીને પ્રકાશિત કર્યું; પ્રેર્યું.

१३ अर्भे = स्वल्पे = અલ્પ.

१४ युजम् = सहकारिणं; समाहितम् = સહકારી; સમાહિત.

१५ वृषन = वृष्टिप्रद = વૃષ્ટિપ્રદાન કરનાર.

१६ वरम = मेघ = મેઘપટલ.

१७ सत्रादावन = अभिमतफलजातं सकलं सह (सत्रा= सह) ददाति = સકળ અભીષ્ટ ફળ એકઠાં આપનાર.

१८ अपावृधि = उत्पादय = ભેદી નાખ્યું.

१९ अप्रतिष्कुतः = याच्यमानं अ परिहरमाणः = યાચના કરનારની અવગણના ન કરતા પ્રતિશબ્દ રહિત (अप्रतिष्कृत); અપ્રતિસ્ખલિત.

२० तुंजेतुंजे = तस्मिन् तस्मिन् फलदातरि देवांतरे = તે તે ફળદાતા અન્ય દેવો પરત્વે.

२१ उत्तरे = उत्कृष्टाः = ઉત્તમ.

२२ वंसगः = वननीयगतिर्वृषभः = સુંદર ગતિવાળો વૃષભ.

२३ वृषा = कामानां वर्षिता = કામનાનો = અભીષ્ટ ફળોનો વરસાવનાર.

२४ कृष्टीः = मनुष्यान् = મનુષ્યોને.

२५ इयर्ति = प्राप्नोति = પ્રાપ્ત થાય છે.

२६ इरज्यति = ईष्टे = સ્વામીરૂપ છે.

२७ क्षितीनाम् = निवासार्हाणाम् वर्णानाम् = નિવાસયોગ્ય વર્ણના લોકોનો.

---

## सूक्त ८.

ઋષિ-મધુચ્છન્દ; દેવતાઃ-ઇન્દ્ર; છન્દઃ-ગાયત્રી

एन्द्रसानसिंरयिंसजित्वानंसदासहम् ।
वर्षिष्ठमूतयेभर ॥ १ ॥

प०—आ । इन्द्र । सानसिम् । रयिम् । सजित्वानम् । सदाऽसहम् । वर्षिष्ठम् । ऊतये । भर ॥ १ ॥

अ०—હે ઇન્દ્ર ! જેના યોગવડે શૂર ભૃત્યોને સંપાદન કરી સમાન શત્રુઓને જીતી શકાય, જેના યોગ વડે શત્રુઓનો અભિભવ કરાય. તેવો અધિક તથા ઇષ્ટ વૈભવ, તું અમારા સંરક્ષણ માટે અર્પણ કર. १

नियेनमुष्टिहत्ययानिवृत्रारुणधामहै । *
त्वोतासोन्यर्वता ॥ २ ॥

प०—नि । येन । मुष्टिऽहत्यया । नि । वृत्रा । रुणधामहै । त्वाऽऊतासः । नि । अर्वता ॥ २ ॥

अ०—અમે જે ધન (વૈભવ)ના યોગ વડે યોદ્ધાઓ સંપાદન કરી તેમના અતિશય મુષ્ટિપ્રહાર વડે શત્રુઓનો નિરોધ કરી શકીએ તથા અશ્વારૂઢ થઇ અમે તારા સંરક્ષણ વડે તેમનો નાશ કરી શકીએ અર્થાત્ પદાતિ (પાયદળ) યુદ્ધ તથા અશ્વયુદ્ધ વડે શત્રુઓનો નાશ કરી શકીએ તેવો વૈભવ અમને અર્પણ કર. २

* १ तै. सं २-८-४ । २ तै. स १-६-९ ।

प०— आर्ते । ऋध्नोति । हविःऽकृतिम् । प्राञ्चम् । कृणोति । अध्वरम् । होत्रा । देवेषु । गच्छति ॥ ८ ॥

अ०—હવિરન્ન અર્પણ કરનાર યજમાનને આ સદસ્પતિ દેવ તરત જ ફલસિદ્ધિ આપે છે; તથા યજ્ઞને વિઘ્નરહિત પરિસમાપ્તિને પહોંચાડે છે અને નિમંત્રેલ દેવતા સતૃપ્ત થઇ દેવો પાસે જઇ યજમાનની પ્રશંસા કરે છે અથવા (२) અમારી સ્તુતિરૂપી વાણી દેવોને પ્રાપ્ત થાય છે. ८

नराशंसंसुधृष्टममपश्यंसप्रथस्तमम् । *
दिवोनसद्मखसम् ॥ ९ ॥ ३५ ॥

प०— नराशंसम् । सुधृष्टमम् । अपश्यम् । सप्रथःऽतमम् । दिवः । न । सद्मऽमखसम् ॥ ९ ॥ ३५ ॥

अ०—મનુષ્યો વડે શંસનીય એવા સદસ્પતિ દેવનું અથવા નરાશંસ નામના દેવનું મને આજે જ શાસ્ત્રદૃષ્ટયા જ્ઞાન પ્રાપ્ત થયું તે અત્યંત પરાક્રમી, અતિશય પ્રખ્યાત તથા દ્યુલોકની માફક તેજસ્વી છે ९ ( ३५ )

## सूक्त १८

१ स्वरणम् = देवेषु प्रकाशनवन्तम् = દેવો મધ્યે પ્રખ્યાત. ( स्वृशब्दोउपतापयोः )

२ सोमानम् = अभिषवस्यकर्तारं मां अनुष्ठातारम् = સોમરસ કાઢનાર હું—અનુષ્ઠાતાને ( षुञ्अभिषवे )

* प्रजावैनराशंसः । ऐ० ब्रा० २-४.

३ कक्षीवन्तम् ( इव ) = ઋષિનું નામ છે. અહીં इव શબ્દ અધ્યાહાર્ય છે.

४ अमीवहा = रोगाणां हन्ता = રોગનાશક (अमरोगे.

५ त्वरः = त्वरोपेतः शीघ्रफलप्रदः = શીઘ્ર ફલપ્રદ ( त्रुर त्वरणे ).

६ निपक्तु = सेवतां अनुग्रहणात् = અનુગ્રહ કરો.

७ अररुषः = उपद्रवंकर्तुमस्मत्समीपप्रास्य = ઉપદ્રવ કરવાને અમારી સમીપમાં આવનાર ( ऋगतौ )

८ शमः = अधिक्षेपः = શાપ.

९ प्रणक् = सपृणक्तु = પ્રાપ્ત હો ( पृचीसंपर्के ).

१० धूर्तिः = हिंसकः = હિંસક ( धुर्वीहिंसायां )

११ घ = एव = જ.

१३ हिनोति = प्राप्नोतिवर्धयतिवा ( हिगतौवृद्धौ ) = પ્રાપ્ત થાય છે વા સંરક્ષણ કરે છે.

१४ दक्षिणा = દેવનું નામ છે ( दक्षवृद्धौ ).

१५ सनिम् = धनस्यदातारम् = ધન અર્પણ કરનાર.

१६ मेधां = मेधां (लब्धुम्) = બુદ્ધિપાવા અર્થે.

१७ सयासिषम् = प्राप्तवान् = પ્રાપ્ત થયો છું.

१८ इन्वति = व्याप्नोति = વ્યાપ્ત કરે છે ( इविव्याप्तौ ).

१९ सात् = हविर्दानानन्तरमेव = હવિરન્ન અર્પણ કર્યા પછી તરત જ.

२० प्राध्वम् = प्रकर्षेणगच्छन्त अविघ्नेनपरिसमाप्तियुक्तम्= વિઘ્નરહિત પરિસમાપ્તિયુક્ત.

२१ होत्रा = हूयमानादेवतास्तुतिरूपावाकया = નિમંત્રિત દેવતા અથવા સ્તોત્ર.

२२ मप्रथस्तमम् = अतिशयेनेप्रख्यातम् = અતિશય પ્રખ્યાત
( प्रथप्रख्याते )
२३ सद्मसखमम् = (सद्ममहोयस्य) सप्रासतेजस्कम्=તેજસ્વી.
२४ चन = अपि = પણ

---

## सूक्त १९.

ઋષિ–મેધાતિથિ, દેવતા–અગ્નિ અને મરુત, છન્દઃ–ગાયત્રી

प्रतित्यचारुम॒ध्वरङ्गो॑पीथाय॒प्रहूयसे ।
म॒रुद्भि॑रग्न॒आग॑हि ॥ १ ॥

प०– प्रति॑ । त्यम् । चारु॑म् । अ॒ध्व॒रम् । गो॒ऽपी॒थाय॑ । प्र ।
हू॒य॒से । म॒रुत्ऽभि॑ । अग्ने॑ । आ । ग॒हि॒ ॥ १ ॥

अ०—તને દરેક સુંદર યજ્ઞ વિષે સોમપાનાર્થે બોલાવે છે મરૂતો
સહ હે અગ્નિદેવ ! તુ આવ્ય ૧

न॒हिदे॒वोनम॑र्त्यो॒म॒हस्तव॒क्रतु॒परः ।
म॒रुद्भि॑रग्न॒आग॑हि ॥ २ ॥

प०– न॒ । हि । दे॒व । न । मर्त्यः॑ । म॒ह । तव॑ । क्रतु॑म् । प॒र ।
म॒रुत्ऽभि॑ । अग्ने॒ । आ । ग॒हि॒ ॥ २ ॥

अ०— તુ અતિ શ્રેષ્ઠ છે નિશ્ચે, ત્હારા કર્મનુ ઉલ્લઘન કરનાર
દેવ તથા મનુષ્ય ઉત્કૃષ્ટ હોતા નથી, અર્થાત્ જે મનુષ્યો
ત્હારો યજ્ઞ કરે છે તથા જે દેવો તે યજ્ઞમા ભાગ લે છે તેજ
ઉત્કૃષ્ટ હોય છે મરૂતો સહ હે અગ્નિદેવ ! તુ આવ્ય ૨

* येमहोरजसोविदुर्विश्वेदेवासोअद्रुहः ।
मरुद्भिरग्नआगहि ॥ ३ ॥

प० – ये । मुहः । रजसः । विदुः । विश्वे । देवासः । अद्रुहः ।
मरुत्ऽभिः । अग्ने । आ । गहि ॥ ३ ॥

अ० — જે ઉદકવર્ષણુ પ્રકારને જાણનાર, કાંતિવાળા, તથા દ્રોહરહિત (સર્વ ભૂતોપકારી) છે તે સર્વેય (સાતગણુ) મરૂતોસહ, હે અગ્નિદેવ! તું આવ્ય. ૩

यउग्राअर्कमानृचुरनाधृष्टासओजसा ।
मरुद्भिरग्नआगहि ॥ ४ ॥

प० – ये । उग्राः । अर्कम् । आनृचुः । अनाधृष्टासः । ओजसा ।
मरुत्ऽभिः । अग्ने । आ । गहि ॥ ४ ॥

अ० — જે મરૂતો તીવ્ર સતા (વર્ષણુ વડે) ઉદકને સંપાદન કરનાર, બળમાં કોઇ વડે ન હારે તેવા છે તેઓ સહ હે અગ્નિદેવ! તું (અહીં) આવ્ય. ૪

---

* सप्तगणावैमरुतः । तै० सं० २-२-५. २ उदीरयथामरुतःसमुद्रतोयूयंवृष्टिंवर्षयथापुरीषिणः । ऋ० सं० ४-३-१७. ३ मरुतांपृषतयःस्थ । तै० ब्रा० ३-३-९.

टीप — आपो वा अर्कः । सोर्चन्नचरत्तस्यार्चतआपोजायन्तार्चतोवैमेकममूदितितदेवार्कत्यमिति । सजगत्सृष्टया हिरण्यगर्भउदकं स्रष्टुमुद्युक्तअर्चन् उदकसन्यसंकल्पेन्यमहिमप्रख्यापनेन स्वात्मानं पूजयन्नचरत् तथा पूजयतोहिरण्यगर्भस्यसकाशादुदकमुत्पन्नंतदानीमर्चतोमनः कममूदित्यचोचत् तेनोदकस्यार्कनामनिष्पन्नम् ॥

येशुभ्राघोरवर्पसःसुक्षत्रासोरिशादसः ।
मरुद्भिरग्नआगहि ॥ ५ ॥ ३६ ॥

प०—ये । शुभ्राः । घोरऽवर्पसः । सुऽक्षत्रासः । रिशादसः ।
मरुत्ऽभिः । अग्ने । आ । गहि ॥ ५ ॥ ३६ ॥

અ૦—જે શોભન સ્વરૂપવાળા, ઉગ્રસ્વરૂપ ધારણ કરનાર, શોભન સંપત્તિ વાળા અને શત્રુઓનો વધ કરવામાં કુશળ છે તે મરુતો સહ હે અગ્નિદેવ! તું આવ્ય. ૫ (૩૬)

येनाकस्याधिरोचनेदिविदेवासआसते ।
मरुद्भिरग्नआगहि ॥ ६ ॥

प०—ये । नाकस्य । अधि । रोचने । दिवि । देवासः । आसते ।
मरुत्ऽभिः । अग्ने । आ । गहि ॥ ६ ॥

અ૦—દેદીપ્યમાન દ્યુલોકમાં જે સૂર્યલોક ઉપર વિરાજમાન રહેલા છે તે મરુતોસહ હે અગ્નિદેવ! તું આવ્ય. ૬

यईङ्खयन्तिपर्वतान्तिरःसमुद्रमर्णवम् ।
मरुद्भिरग्नआगहि ॥ ७ ॥

प०—ये । ईङ्खयन्ति । पर्वतान् । तिरः । समुद्रम् । अर्णवम् ।
मरुत्ऽभिः । अग्ने । आ । गहि ॥ ७ ॥

અ૦—જે મેઘોને ચલાયમાન કરે છે તથા ઉદકયુક્ત સમુદ્રને જે આન્દોલિત કરે છે તે મરુતોસહ હે અગ્નિદેવ! તું આવ્ય. ૭

आयेतन्वन्तिरश्मिभिस्तिरःसमुद्रमोजसा ।
मरुद्भिरग्नआगहि ॥ ८ ॥

प०—आ । ये । तन्वन्ति । रश्मिऽभिः । तिरः । समुद्रम् ।
ओर्जसा । मरुत्ऽभिः । अग्ने । आ । गहि ॥ ८ ॥

अ०—સૂર્યકિરણો સહ જે આકાશને વ્યાપ્ત કરે છે તથા જે પોતાના બળ વડે સમુદ્રનો પણ તિરસ્કાર ( અવગણના ) કરે છે, તે મરૂતોસહ હે અગ્નિદેવ ! તું આવ્. ૮

अभित्वांपूर्वपीतयेसृजामिसोम्यंमधु ।
मरुद्भिरग्नआगहि ॥ ९ ॥ ३७ ॥ १ ।

प०—अभि । त्वा । पूर्वऽपीतये । सृजामि । सोम्यम् । मधु ।
मरुत्ऽभिः । अग्ने । आ । गहि ॥ ९ ॥ ३७ ॥ १

अ०—હે અગ્નિદેવ ! આ મધુર સોમરસ હું સર્વત તુને અર્પણ કરું છું, સર્વેયની પહેલા તું તેનું પ્રાશન કર મરૂતો સહ તું અહીં આવ્. ૯ (૩૭)

## सूक्त १९

१ त्यत = तत् तथाविधम् = તેવિધ
२ गोपीथाय = सोमपानाय = સોમપાનાર્થ
३ मह = महत = શ્રેષ્ઠ
४ रजस = उदकस्य = ઉદકનુ
५ विश्वे = सर्वे सप्तविधगणोपेता = સર્વેય, સપ્તવિધગણ વડે યુક્ત
६ अर्कम = उदकम् = ઉદક
७ आनृचु = अर्चितवत = વર્ષણ વડે સંપાદન કરનાર
८ घोरवर्पसा = उग्ररूपधरा । = ઉગ્ર સ્વરૂપ ધારણ કરનાર.

९ सुक्षत्रासः = शोभनधनोपेताः = શોભન સંપત્તિવાળા.
१० नाकस्य = सूर्यस्य = સૂર્યલોકના દુઃખરહિત.
११ पर्वतान् = मेघान् = મેઘોને.
१२ ईंखयन्ति = चालयन्ति = ચલાયમાન કરે છે. ( इखि गैत्यर्थः )
१३ अर्णवम् = उदकयुक्तम = ઉદકયુકત.
१४ तिरः = तिरस्कुर्वन्ति = આન્દોલિત કરે છે.

ઇતિ પ્રથમાષ્ટક મધ્યે પ્રથમ અધ્યાય સમાપ્ત.



॥ श्री गणेशायनमः ॥

# અધ્યાય ૨

यस्यनिःश्वसितंवेदायोवेदेभ्योखिलंजगत् ।
निर्ममेहंतमहंवन्देविद्यातीर्थमहेश्वरम् ॥

અ૦—વેદો જેના શ્વાસ રૂપે છે, વેદોમાથી જેણે અખિલ જગતને નિર્માણ કર્યું છે તે વિદ્યાતીર્થમહેશ્વર ( પરમાત્મા )ને હું વંદન કરું છું.

## सूक्त २०.

ઋષિઃ-મેધાતિથિ કણ્વપુત્ર; દેવતાઃ-ઋભુઃ છન્દઃ-ગાયત્રી.

उ॒ऽम्अ॒यंदे॒वाय॒जन्म॑ने॒स्तोमो॒विप्रे॑भिरास॒या ।
अका॑रिरत्न॒धात॑मः ॥ १ ॥

पदपाठ— अ॒यम् । दे॒वाय॑ । जन्म॑ने । स्तोम॑ः । विप्रे॑भिः । आ॒सया॑ ।
अका॑रि । र॒त्न॒ऽधात॑मः ॥ १ ॥

ટીપ—અંગિરસ સુધન્વાને ઋભુ, વિભુ અને વાજ નામના ત્રણ પુત્ર હતા. તે પ્રથમ મનુષ્ય હતા તે પછી તેઓ દેવતારૂપ બનેલા. દેવોના કારીગર ત્વષ્ટા દેવના તે શિષ્ય હતા. એક વખત આ દેવોએ, ત્વષ્ટાએ એક ચમસ પાત્ર તૈયાર કરેલો તેમાથી ચાર પાત્ર બનાવ્યા.

अ०—( ऋभुओने ) देवपद प्राप्त होनारी वेळाये तेमनी प्रीत्यर्थ विद्वान् उपासकोए आ स्तुति स्वमुखे गाई, ते ( स्तुति ) मणिमुक्तादि वैभवने प्राप्त करावे तेवी छे १

यइन्द्रा॑यवचो॒युजा॑ततक्षुर्मन॑सा॒हरी॑ ।
शमी॑भिर्य॒ज्ञमा॑शत ॥ २ ॥

प०—ये । इन्द्रा॑य । व॒च॒ःऽयुजा॑ । त॒त॒क्षुः । मन॑सा । हरी॑ ।
शमी॑भिः । य॒ज्ञम् । आ॒श॒त ॥ २ ॥

अ०—जेणे इन्द्रप्रीत्यर्थ कहेता साथे ज जेडाई जाय तेवा हरि नामना अश्वो संकल्प मात्र वडे निर्माण कर्या. ते (ऋभु)ओ (गृहयमसादिनिष्पादनरूप) कारीगरीना कर्मो वडे अमारा यज्ञ प्रति व्याप्त थया छे २

तक्ष॒न्नास॑त्याभ्यां॒परि॑ज्मानंसु॒खंरथ॑म् ।
तक्ष॑न्धे॒नुंस॑व॒र्दुघा॑म् ॥ ३ ॥

प०—तक्ष॑न् । नास॑त्याभ्याम् । परि॑ऽज्मान॑म् । सु॒ऽखम् । रथ॑म् ।
तक्ष॑न् । धे॒नुम् । स॒ब॒ःऽदुघा॑म् ॥ ३ ॥

अ०—तेओए अश्विदेवो माटे सर्वत्र भ्रमण-करनार, सुखकारक रथ तैयार कर्यो, तथा दूधझरती गाय निर्माण करी ३

युवा॑नापि॒तरा॒पुन॑ःस॒त्यम॑न्त्राऋजू॒यव॑ः ।
ऋ॒भवो॑वि॒ष्ट्य॑क्रत ॥ ४ ॥

प०—युवा॑ना । पि॒तरा॑ । पुन॒रिति॑ । स॒त्यऽम॑न्त्राः । ऋ॒जु॒ऽयव॑ः ।
ऋ॒भव॑ः । वि॒ष्टी । अ॒क्र॒त ॥ ४ ॥

अ०—ऋभुदेवोએ પોતાનાં વૃદ્ધ માતપિતાને પુનઃ તરૂણ કર્યાં; તેઓ સત્ય, સર્વસિદ્ધ-મંત્રસિદ્ધિવાળા તથા સરળ છે. ४

* संवोमदासोअग्मतेन्द्रेणचमरुत्वता ।
आदित्येभिश्चराजभिः ॥ ५ ॥ २

प०—सम् । वः । मदासः । अग्मत । इन्द्रेण । च । मरुत्वता ।
आदित्येभिः । च । राजभिः ॥ ५ ॥

अ०—હે ઋભુદેવો! તમને મરૂતો સમવેત ઇન્દ્ર તથા દેદીપ્યમાન આદિત્ય દેવ સહવર્તમાન મદકર સોમરસ પ્રાપ્ત થયો (તૃતીય સવન વિષે). ५

* उतत्यंचमसंनवंत्वष्टुर्देवस्यनिष्कृतम् ।
अकर्तचतुरःपुनः ॥ ६ ॥

प०—उत । त्यम् । चमसम् । नवम् । त्वष्टुः । देवस्य ।
निःकृतम् । अकर्त । चतुरः । पुनः ॥ ६ ॥

अ०—વળી ત્વષ્ટાદેવે તૈયાર કરેલ તે (સુપ્રસિદ્ધ) ચમસના (આ ઋભુદેવોએજ) પુન ચાર ચમસ બનાવ્યા. ६

तेनोरत्नानिधत्तनत्रिरासाप्तानिसुन्वते ।
एकमेकंसुशस्तिभिः ॥ ७ ॥

प०—ते । नः । रत्नानि । धत्तन । त्रिः । आ । साप्तानि ।
सुन्वते । एकम्ऽएकम् । सुशस्तिऽभिः ॥ ७ ॥

---

* मरुद्भिरिन्द्रसख्यतेस्तु । ऋ० सं० ६-८-३३.

* एकंचमसंचतुरःकृणोतन । ऋ. सं. २-३-४.

અ૦—ને દેવો, અમારી સુંદર સ્તુતિઓ વડે યુક્ત સતા ઉત્તમ, મધ્યમ તથા અધમ પ્રકારનાં સપ્ત ધન એકેકે અર્પણ કરો. ત્રૈવર્ગિક સપ્તધન સિદ્ધ કરો; અમે (યજમાને) સોમરસ તૈયાર કરેલો છે. ૭

* अधा॑रयन्त॒ वह्न॒योऽभ॑जन्त सुकृ॒त्यया॑ ।

भा॒गं दे॒वेषु॑ य॒ज्ञिय॑म् ॥ ८ ॥ २ ॥

प०—अधा॑रयन्त । वह्न॑यः । अभ॑जन्त । सु॒ऽकृ॒त्यया॑ । भा॒गम् । दे॒वेषु॑ । य॒ज्ञिय॑म् ॥ ८ ॥ २ ॥

અ૦—(ચમસાદિ સાધન નિષ્પાદન કરીને) યજ્ઞનો નિર્વાહ કરનાર ઋભૂઓ અમરપણાને ધારણ કરનારા થયા. તેઓ રૂડાં કર્મ વડે દેવો મધ્યે યજ્ઞીય ભાગને પામ્યા. ૮ (૨)

## अध्याय २

### सूक्त २०.

१ जन्मने = जायमानाय = હોનારને.
२ देवाय = ઋભુસંઘરૂપ દેવની પ્રીત્યર્થ.
३ आसया = स्वीकियानास्येन = સ્વમુખે.
४ ततक्षुः = संपादितवंतः ( तक्ष् ) = સંપાદન કરેલું.
५ शमीभिः = चमसादिनिष्पादनरूपैः कर्मभिः = ચમસાદિ નિષ્પાદન કરવા રૂપી કર્મો વડે ( शमयन्ति पापानीति शम्यः कर्माणि )

---

* १ मर्तासःसन्तोअमृतत्वमानशुः। ऋ० सं० १-७-३०। २ सौधन्वनायज्ञियंभागमानशुः । ऋ० सं० ३-४-७ । ३ ऋभवोवैदेवेषुतपसासोमपीथमभ्यजयन् । ऐ० ब्रा० ३-३०।

६ परिज्मानम् = परितः गन्तारम् = સર્વત્ર સંચાર કરનાર ( अज )
७ सव = क्षीर = દૂધ.
८ ऋजूयवः = छलरहिताः = સરળ.
९ विष्टी = व्याप्तियुक्ताः = સર્વસિદ્ધ. ( विष् व्याप्तौ )
१० समग्मतः = संगताः = સહવર્તમાન.
११ मदासः = मदहेतवः सोमाः = મદકર સોમરસ.
१२ निष्कृतम् = निशेषेणसंपादितम् = સંપૂર્ણ તૈયાર કર્યું.
१३ चतुरः = चतुर्धा विभक्तान् = ચાર જૂદા જૂદા.
१४ धत्तन = प्रयच्छ = અર્પણ કરો.
१५ त्रिः आ = त्रिवारमावृत्तानि (उत्तम मध्यम अधम) = ઉત્તમ, મધ્ય, અધમ એમ ત્રણ પ્રકારના.
१६ साप्तानि = सप्तसंख्यानिष्पन्नवर्गरूपाणि कर्माणि = ત્રૈવર્ગિક કર્મો સપ્તસંખ્યાક.

૧ ( વર્ગ ) અગ્નાધેય, દર્શપૂર્ણમાસ, અગ્નિહોત્ર, આગ્રયણ, ચાતુર્માસ્ય, નિરૂઢપશુબન્ધ, સૌત્રામણિ = હવિર્યજ્ઞ કર્મો.

૨ ( વર્ગ ) પંચમહાયજ્ઞ, અષ્ટકાશ્રાદ્ધ, પાર્વણશ્રાદ્ધ, શ્રવણાકર્મ, પ્રત્યવરોહણ, શૂલગવ, આશ્વયુજી = પાકયજ્ઞ કર્મો.

૩ ( વર્ગ ) અગ્નિષ્ટોમ, અત્યગ્નિષ્ટોમ, ઉક્થ્ય. ષોડશી, વાજપેય, અતિરાત્ર, અપ્તોર્યામ = સોમયજ્ઞ કર્મો.

१७ सुन्वते = सोमाभिषवं कुर्वते यजमानाय = સોમરસ કાઢી તૈયાર કરનાર યજમાનને.
१८ अधारयन्त = पूर्वं मनुष्यत्वेन मरणयोग्याप्यमृतत्वलाभेन प्राणान्धारितवंतः = પૂર્વે મનુષ્યરૂપે હતા તે અમરપણાને ધારણ કરનાર થયા.

१९ वह्नयः = चमसादिसाधननिष्पादनेनयज्ञस्य वोढारः = ચમસાદિ યજ્ઞ સાધન તૈયાર કરીને યજ્ઞનો નિર્વાહ કરનારા.

२० ऋभवः = उरुभान्तीतिवर्तनभान्तीतिवर्तेनभवन्तीति नि. ११-१५ ।

---

## सूक्त २१

ઋષિ:-મેધાતિથિ કણ્વપુત્ર; દેવતા:-ઇન્દ્ર તથા અગ્નિ; છન્દ:-ગાયત્રી

इहेन्द्राग्नीउपह्वयेतयोरित्स्तोममुश्मसि ।
तासोमंसोमपातमा ॥ १ ॥

प०—इह । इन्द्राग्नी । उप । ह्वये । तयोः । इत् । स्तोमम् । उश्मसि । ता । सोमम् । सोमऽपातमा ॥ १ ॥

अ०—હું ઇન્દ્ર તથા અગ્નિદેવને આ યજ્ઞ વિષે બોલાવું છું. તેમની જ સ્તુતિ એમને પ્રિય છે. તે બન્નેને સોમરસ અત્યંત પ્રિયછે. १

तायज्ञेषुप्रशंसतेन्द्राग्नीशुंभतानरः ।
तागायत्रेषुगायत ॥ २ ॥

प०—ता । यज्ञेषु । प्र । शंसत । इन्द्राग्नी । शुंभत । नरः । ता । गायत्रेषु । गायत ॥ २ ॥

अ०—હે ઋત્વિજો ! આ યજ્ઞ વિષે તે ઇન્દ્ર તથા અગ્નિદેવનું

( શસ્ત્રો વડે ) સ્તવન કરો તથા નાનાવિધ અલંકાર વડે તમને શોભિત કરો. તથા ગાયત્રીછન્દમા સામમંત્રો વડે તેમનું ગાન કરો. ૨

तामि॒त्रस्य॒प्रश॑स्तयइन्द्रा॒ग्नीताहु॑वामहे ।
सो॒म॒पासोम॑पीतये ॥ ३ ॥

प०—ता । मि॒त्रस्य॑ । प्रऽश॑स्तये । इ॒न्द्रा॒ग्नी । ता । हु॒वा॒म॒हे ।
सो॒म॒ऽपा । सोम॑ऽपीतये ॥ ३ ॥

અ०—મ્હારા અનુષ્ઠાતા મિત્રની પ્રશસ્ત્યર્થ તે દેવો સંપન્ન હો; યદ્વા મ્હારા મિત્રના તે દેવોની અમે પ્રશંસા કરીએ સોમપ્રિય ઇન્દ્રાગ્નિ દેવને સોમપાનાર્થ અમે બોલાવીએ છીએ. ૩

उ॒ग्रासन्ता॑हवामहउ॒पे॒दंसव॑नंसु॒तम् ।
इ॒न्द्रा॒ग्नीए॒हग॑च्छताम् ॥ ४ ॥

प०—उ॒ग्रा । सन्ता॑ । हु॒वा॒म॒हे । उप॑ । इ॒दम् । सव॑नम् । सु॒तम् ।
इ॒न्द्रा॒ग्नी । आ । इ॒ह । ग॒च्छ॒ताम् ॥ ४ ॥

અ०—હે ઇન્દ્રાગ્ની દેવ ! આ સોમરસ કાઢી મૂકેલો છે. ( વેરીપ્રત્યે ) ઉગ્ર સતા એવા તમને બોલાવીએ છીએ. તમે અહીં સમીપમા આગમન કરો. ૪

ता म॒हान्ता॒सद॒स्पती॒इन्द्रा॑ग्नी॒रक्ष॑उब्जतम् ।
अप्र॑जाःसन्त्व॒त्रिणः॑ ॥ ५ ॥

प०—ता । म॒हान्ता॑ । स॒द॒स्पती॑ । इन्द्रा॑ग्नी । रक्षः॑ । उ॒ब्जत॑म् । अप्र॑जाः । स॒न्तु॒ । अ॒त्रिणः॑ ॥ ५ ॥

अ०—તે શ્રેષ્ઠ સભાપાલક ઇન્દ્ર તથા અગ્નિદેવ, રાક્ષસોને સીધા કરો. ભક્ષક રાક્ષસો નિઃસંતાન હો. ५

तेन॑ स॒त्येन॑ जागृत॒मधि॑ प्रचे॒तुने॑ प॒दे ।
इन्द्रा॑ग्नी॒ शर्म॑ यच्छतम् ॥ ६ ॥ २ ॥

प०—तेन॑ । स॒त्येन॑ । जा॒गृ॒त॒म् । अधि॑ । प्र॒ऽचे॒तुने॑ । प॒दे । इन्द्रा॑ग्नी॒ । शर्म॑ । य॒च्छ॒त॒म् ॥ ६ ॥ २ ॥

अ०—હે ઇન્દ્રાગ્ની દેવ ! શ્રેષ્ઠ ભોગભૂમિ ( સ્વર્ગાદિ સ્થાન ) વિષે સત્યનિષ્ઠ થઇ અત્યંત સાવધાન હો; અમને ગૃહ અથવા સુખ અર્પણ કરો. ૬ (૩)

## सूक्त २१

१ उश्मसि = कामयामहे = કામના કરીએ છીએ.
२ सोमपातमा = अतिशयेनसोमंपातुंक्षमौ = અત્યંત સોમપ્રિય.
३ ता = तौ पूर्वोक्तौ = તે પૂર્વોક્ત.
४ शुंभत = नानाविधैरलंकारैः शोभितौ कुरुत = નાનાવિધ અલંકારો વડે શોભિત કરો.
५ नरः = हे ऋत्विजः = હે ઋત્વિજો !
६ गायत्रेषु = गायत्रीछन्दस्केषुमंत्रेषुसामरूपेण = ગાયત્રી છંદમાં સામમંત્રો વડે.

७ मित्रस्य = स्नेहविषयस्यमम अनुष्ठातुः = મ્હારા અનુષ્ઠાતા મિત્રની.

८ प्रशस्तये = प्रशस्तये (संपद्यताम्) = પ્રશસ્ત્યર્થ સંપન્ન હો.

९ सदस्पती = सभापालक = સભાપાલક ગૃહપતિ

१० उब्जतम् = ऋजुकुरुतं; कौर्यं परित्याजयत = સીધા કરો.

११ अत्रिण. = भक्षकाः राक्षसाः = ભક્ષક રાક્ષસો

१२ अप्रजाः = अनुत्पन्नाः = નિ:સંતાન.

१३ तेन = अस्माभिरनुष्ठितेन कर्मणा = અમેં અનુષ્ઠિત કરેલ કર્મ વડે.

१४ सत्येन = अवश्य फलप्रदात् अवितथेन = સત્યનિષ્ઠ.

१५ प्रचेतुने = प्रकर्षेण फलभागज्ञापके = પ્રકર્ષપણે ફળ ભાગના જ્ઞાપક.

१६ शर्म = गृह; सुख = ગૃહ; વા સુખ

---

## सूक्त २२

ઋષિઃ–મેધાતિથિ કણ્વપુત્ર; દેવતાઃ– ૧–૪ અશ્વી, ૫–૮ સવિતા, ૯–૧૦ અગ્નિ, ૧૧ દેવી, ૧૨ ઇન્દ્રાણી, વરૂણાની અને અગ્નાયી, ૧૩–૧૪ દ્યાવાપૃથિવી, ૧૫ પૃથિવી, ૧૬ વિષ્ણુ કિંવા સર્વદેવ, ૧૭–૨૧ વિષ્ણુ. છન્દઃ–ગાયત્રી

प्रातर्युजाविबोधयाश्विनावेहगच्छताम् ।
अस्यसोमस्यपीतये ॥ १ ॥

प०—प्रातः॒ऽयुजा॑ । वि । बो॒धय॒ । अ॒श्विनौ॑ । आ । इ॒ह ।
गच्छ॑ताम् । अ॒स्य । सोम॑स्य । पी॒तये॑ ॥ १ ॥

अ०—( હે અધ્વર્યુ ! ) પ્રાતઃસવન સમયેજ તૈયાર થઇને આવનારા અશ્વીદેવોને જાગૃત કર, આ સોમરસનું પ્રાશન કરવા તેઓ અહીં આગમન કરો. ૧

यासु॒रथा॑र॒थीत॑मो॒भादे॒वादि॑वि॒स्पृशा॑ ।
अ॒श्विना॒ताह॑वामहे ॥ २ ॥

प०—या । सु॒ऽरथा॑ । र॒थिऽत॑मा । उ॒भा । दे॒वा । दि॒वि॒ऽस्पृशा॑ ।
अ॒श्विना॑ । ता । ह॒वा॒म॒हे ॥ २ ॥

अ०—જે ઉત્કૃષ્ટ રથવાળા છે, રથી મધ્યે જે શ્રેષ્ઠ રથી છે, દ્યુલોકમા જેનો નિવાસ છે, તે બે અશ્વીદેવોને અમે બોલાવીએ છીએ. ૨

यावां॒कशा॒मधु॑म॒त्यश्वि॑नासू॒नृता॑वती ।
तया॑य॒ज्ञंमि॑मिक्षतम् ॥ ३ ॥

प्र० या । वा॒म् । कशा॑ । मधु॑ऽमती । अश्वि॑ना । सू॒नृता॑ऽवती ।
तया॑ । य॒ज्ञम् । मि॒मि॒क्ष॒त॒म् ॥ ३ ॥

अ०—હે અશ્વીદેવ ! અશ્વના પરસેવાથી ભીંજાયલ, પ્રિય નાદવાળા ચાબુક મારતા જલ્દી આવો અને યજ્ઞમા (સોમરસનું) સેવન કરો. હે સુંદર તથા પ્રિયવાણીવાળા અશ્વીદેવ ! તમારી વાણી વડે સોમરસની આહુતિ નિષ્પાદન કરવા તત્પર હો. ૩

न॒हि॒वा॒मस्ति॑दूर॒केय॒त्रा॒रथे॑न॒गच्छ॑थः ।
अश्वि॑ना॒सो॒मिनो॑गृ॒हम् ॥ ४ ॥

प्र०—नहि । वः । अस्ति । दूरकं । यत्र । रथेन । गच्छथ । अश्विना । सोमिनः । गृहम् ॥ ४ ॥

अ०—हे अश्वीदेव! जे सोमयज्ञ करनाराने घेर आप रथमा बेसीने जाओ छो ते निश्चे काइज दूर नथी ४

* हिरंण्यपाणिमूतयेसवितारमुपंह्वये ।
सचेत्तांदेवतांपदम् ॥ ५ ॥ ६ ॥

प्र०—हिरण्यऽपाणिम् । ऊतये । सवितारम् । उप । ह्वये । सः । चेत्तां । देवतां । पदम् ॥ ५ ॥ ४ ॥

अ०—अमारु संरक्षण करवा सुवर्णधारी अथवा सुवर्णमय हस्तवाळा सवितादेवने हु आमंत्रण करु छु आ देव ( यजमान प्राप्य ) पदनो जणावनार होय छे ५ (४)

* अपांनपांतमवसेसवितारमुपंस्तुहि ।
तस्यंव्रतान्युंश्मसि ॥ ६ ॥

प्र०—अपाम् । नपातम् । अवसे । सवितारम् । उप । स्तुहि । तस्य । व्रतानि । उश्मसि ॥ ६ ॥

---

* सवितेप्राशित्रप्रतिजग्राहतस्यपाणीप्रचिच्छेदतस्मै हिरण्मयौप्रतिदधुस्तस्माद्धिरण्यपाणि । ( कौषीतकि ब्राह्मण ) = देवयाग विषे सवितादेव पोते ऋत्विज स्वरूपे गयेला त्या प्राशित्र नामनो पुरोडाश भाग तेमणे हाथमा ग्रहण करता तेमनो हाथ कपाइ गयेलो आ उपरथी अध्वर्युओए सुवर्णनो हाथ बनावीने आपेलो तेथी सवितादेव हिरण्यपाणी कहेवाय छे

* अग्नेराप । ( तै आ अष्टमप्रपाठक )

અ૦—'હે ઋત્વિજ્! ' જળશોષક સવિતાદેવની રક્ષણાર્થ સ્તુતિ કરો તેના સોમયાગાદિ વ્રતો (કર્મો) અમને પ્રિય છે. ૬

विभक्तारंहवामहेवसोश्चित्रस्यरार्धसः ।
सवितारंनृचक्षसम् ॥ ७ ॥

प्र०—विऽभक्तारम् । हवामहे । वसोः । चित्रस्य राधसः ।
सवितारम् । नृऽचक्षसम् ॥ ७ ॥

અ૦—અમે સવિતા દેવને બોલાવીએ છઇએ. તે ભિન્ન ભિન્ન પ્રકારની સંપત્તિ અને ધન વ્હેંચી આપનાર છે, તે મનુષ્યોનો પ્રકાશક ( નજર રાખનાર ) છે ૭

सखायआनिषीदतसवितास्तोम्योनुनः ।
दातारार्धांसिशुंभति ॥ ८ ॥

प्र०—सखाय । आ । नि । सीदत । सविता । स्तोम्यः । नु ।
नः । दाता । राधांसि । शुंभति ॥ ८ ॥

અ૦—હે સખીભૂત ઋત્વિજો ! બેસો આવો આપણે સર્વેય સવિતા દેવની જલ્દી સ્તુતિ કરીએ સંપત્તિ પ્રાપ્ત કરાવવા આ (દેવ) તત્પર દીસે છે ૮

अग्नेपत्नीरिहावहदेवानामुशतीरुप ।
त्वष्टारंसोमपीतये ॥ ९ ॥

प्र०—अग्ने । पत्नीः । इह । आ । वह । देवानाम् । उशतीः ।
उप । त्वष्टारम् । सोमऽपीतये ॥ ९ ॥

અ૦—હે અગ્નિદેવ ! તું ઉત્સુક દેવપત્ની તેમજ ત્વષ્ટા દેવને સોમપાનાર્થ અહીં લઇ આવ્ય. ૯

आग्ना॑ अग्न इ॒हाव॑से॒ होत्रां॑ यविष्ठ॒ भार॑तीम् ।
वरू॑त्रीं धि॒षणां॑ वह ॥ १० ॥ ५ ॥

प०—आ । ग्नाः । अग्ने॑ । इ॒ह । अव॑से । होत्रा॑म् । य॒वि॒ष्ठ॒ । भार॑तीम् । वरू॑त्रीम् । धि॒षणा॑म् । व॒ह॒ ॥ १० ॥ ५ ॥

अ०—હે અગ્નિદેવ ! અમારા રક્ષણાર્થ દેવપત્નીઓને તું અહીં લઈ આવ્ય. તેમજ હે અત્યંત તરુણ દેવ ! તું હોત્રા (અગ્નિપત્ની), ભારતી (આદિત્યપત્ની) તથા વરણીય (શ્રેષ્ઠ) વાગ્દેવીને અહીં લઈ આવ્ય. १० (५)

अ॒भि नो॑ दे॒वीरव॑सा म॒हः शर्म॑णा नृ॒पत्नीः॑ ।
अच्छि॑न्नपत्राः सचन्ताम् ॥ ११ ॥

प०—अ॒भि । नः॒ । दे॒वीः । अव॑सा । म॒हः । शर्म॑णा । नृ॒ऽपत्नीः॑ । अच्छि॑न्नऽपत्राः । स॒च॒न्ता॒म् ॥ ११ ॥

अ०—આ દેવપત્નીઓ આપણું અભિમુખ સંરક્ષણ તથા મહાન્ સુખ પ્રાપ્ત કરાવો. તેઓ મનુષ્યોની પાલક, અખંડ પાંખ વાળી છે. ११

इ॒हेन्द्रा॒णीमुप॑ ह्वये वरुणा॒नीं स्व॒स्तये॑ ।
अ॒ग्नायीं॒ सोम॑पीतये ॥ १२ ॥

प०— इ॒ह । इ॒न्द्रा॒णीम् । उप॑ । ह्व॒ये॒ । व॒रु॒णा॒नीम् । स्व॒स्तये॑ । अ॒ग्नायी॑म् । सोम॑ऽपीतये ॥ १२ ॥

अ०—આ યજ્ઞ વિષે, ઇન્દ્રાણી, વરુણાની (વરુણપત્ની) તથા અગ્નાયી (અગ્નિપત્ની) ને, હું અમારા કલ્યાણ તથા સોમપાનાર્થ અહીં બોલાવું છું. १२

* म॒ही द्यौः पृ॑थि॒वी च॑ न इ॒मं य॒ज्ञं मि॑मिक्षताम् ।
पि॒पृ॒तां नो॒ भरी॑मभिः ॥ १३ ॥

प०— म॒ही । द्यौः । पृ॒थि॒वी । च॒ । नः॒ । इ॒मम् । य॒ज्ञम् । मि॒मि॒क्ष॒ताम् । पि॒पृ॒ताम् । नः॒ । भरी॑मऽभिः ॥ १३ ॥

अ०—विशाळ द्यावापृथिवी देवता अमारा यज्ञमा समृद्धिने वहेवडावो. अमने पुष्टिकर पदार्थ भरपूर अर्पण करो. १३

तयो॒रिद्घृ॒तव॒त्पयो॒ विप्रा॑ रिहन्ति धी॒तिभिः॑ ।
ग॒न्ध॒र्वस्य॑ ध्रु॒वे प॒दे ॥ १४ ॥

प०— तयोः॑ । इत् । घृ॒तऽव॑त् । पयः॑ । विप्राः॑ । रि॒ह॒न्ति॒ । धी॒तिऽभिः॑ । ग॒न्ध॒र्वस्य॑ । ध्रु॒वे । प॒दे ॥ १४ ॥

अ०—गन्धर्वना अचळस्थान ( अन्तरिक्ष )मा तेज द्यावापृथिवीना घृतसदृश ( स्निग्ध ) वा पौष्टिक जळनुं मेधावी मनुष्यो ( यागादि ) कर्मो वडे आस्वादन करे छे. १४

स्यो॒ना पृ॑थिवि भवानृक्ष॒रा नि॒वेश॑नी ।
यच्छा॑ नः॒ शर्म॑ स॒प्रथः॑ ॥ १५ ॥ ६ ॥

प०— स्यो॒ना । पृ॒थि॒वि॒ । भ॒व॒ । अ॒नृ॒क्ष॒रा । नि॒ऽवेश॑नी । यच्छ॑ । नः॒ । शर्म॑ । स॒ऽप्रथः॑ ॥ १५ ॥ ६ ॥

* टीप—१३-१५ आ मंत्र कळशस्थापना अने भूमिप्रार्थना संबंधमा उपयोगी छे.

અ૦—હે પૃથિવિ ! તું અમને ઉદાર વા સુખકારક, કંટકરહિત તથા નિવેશસ્થાનભૂતા ( જગા દેનારી ) હો. અમને વિપુલ શરણ અર્પણ કર. ૧૫ (૬)

* अतो॑ दे॒वा अ॑वन्तु नो॒ यतो॒ विष्णु॑र्विचक्र॒मे ।
पृ॒थि॒व्याः स॒प्त धाम॑भिः ॥ १६ ॥

પ૦— अतः᳚ । दे॒वाः । अ॒व॒न्तु॒ । नः॒ । यतः॑ । विष्णुः॑ । वि॒ऽच॒क्र॒मे ।
पृ॒थि॒व्याः । स॒प्त । धाम॑ऽभिः ॥ १६ ॥

અ૦—( ગાયત્રી આદિ ) સપ્તછંદો વડે શ્રીવિષ્ણુદેવે પૃથિવીના જે પ્રદેશમાથી વિવિધ પાદક્રમણ કરેલું તે પ્રદેશમાથી આવી દેવો અમારું સંરક્ષણ કરો. ૧૬

इ॒दं विष्णु॒र्वि च॑क्रमे त्रे॒धा नि द॑धे प॒दम् ।
समू॑ळ्हमस्य पांसु॒रे ॥ १७ ॥

પ૦— इ॒दम् । विष्णुः॑ । वि । च॒क्र॒मे॒ । त्रे॒धा । नि । द॒धे॒ । प॒दम् ।
सम्ऽऊ॑ळ्हम् । अ॒स्य॒ । पां॒सु॒रे ॥ १७ ॥

અ૦—( ત્રિવિક્રમાવતાર ધારણ કરી ) શ્રીવિષ્ણુદેવે આ જગતમા પાદક્રમણ કર્યું ત્યારે તેણે ત્રણ સ્થાને પગલાં મૂક્યા. તેના ધુલિમય પાદસ્થાન મધ્યે આ સર્વ જગત્ રૂડી રીતે નિમગ્ન થયું. ૧૭

त्रीणि॑ प॒दा वि च॑क्रमे॒ विष्णु॑र्गो॒पा अदा᳚भ्यः ।
अतो॒ धर्मा॑णि धा॒रय॑न् ॥ १८ ॥

---

* विष्णुमुखा वै देवाश्छन्दोभिरिमाँल्लोकाननपजय्यमभ्यजयन् ॥ तै० सं० ५-२-१.)

प०— त्रीणि । पदा । वि । चक्रमे । विष्णुः । गोपाः । अदाभ्यः ।
अतः । धर्माणि । धारयन् ॥ १८ ॥

अ०—અવિનાશી, સર્વ જગતના રક્ષક શ્રીવિષ્ણુદેવે પૃથિવ્યાદિ લોક વિષે ત્રણ પગલાં ભર્યાં અને તે વડે (અગ્નિહોત્રાદિ) ધર્મનું સંરક્ષણ કર્યું. ૧૮

* विष्णोःकर्माणिपश्यतयतोव्रतानिपस्पशे ।
इन्द्रस्ययुज्यःसखा ॥ १९ ॥

प०— विष्णोः । कर्माणि । पश्यत । यतः । व्रतानि । पस्पशे ।
इन्द्रस्य । युज्यः । सखा ॥ १९ ॥

अ०—હે ઋત્વિજાદિ મિત્રો ! શ્રીવિષ્ણુદેવનાં અલૌકિક પરાક્રમ જુઓ. તેથીજ (અગ્નિહોત્રાદિ) કર્મોનું પાલન થાય છે. તે ઇન્દ્રનો હિતોજન સખા છે. ૧૯

तद्विष्णोःपरमंपदंसदापश्यन्तिसूरयः ।
दिवीवचक्षुराततम् ॥ २० ॥

प०— तत् । विष्णोः । परमम् । पदम् । सदा । पश्यन्ति । सूरयः ।
दिविऽइव । चक्षुः । आऽततम् ॥ २० ॥

अ०—આકાશમાં વિશાળ નેત્ર પ્રસારીએ તેમ ઋત્વિજાદિ વિદ્વાન પુરૂષો શ્રીવિષ્ણુદેવના તે (શાસ્ત્રપ્રસિદ્ધ) પરમપદ (સ્વર્ગસ્થાન) નું (શાસ્ત્રદૃષ્ટયા) સર્વદા નિરીક્ષણ કરે છે. ૨૦

---

* अयद्दयेतर्हिविष्णुः ॥ तै० २-४-१२ ।

तद्विप्रासो विपन्यवो जागृवांसः समिन्धते ।
विष्णोर्यत्परमं पदम् ॥ २१ ॥ ७

प०— तत् । विप्रासः । विपन्यवः । जागृवांसः । सम् । इन्धते ।
विष्णोः । यत् । परम् । पदम् ॥ २१ ॥ ७ ॥

अ०—પરમભક્તિથી સ્તવન કરનાર, જાગરૂક, બુદ્ધિશાળી પુરૂષો શ્રીવિષ્ણુનું જે પરમપદ તેને રૂડી રીતે પ્રકાશિત કરે છે. २१(७)

## सूक्त २२.

१ प्रातर्युजा = प्रातःसवनग्रहेणसंयुक्ता = પ્રાતઃસવન સમયે જ તૈયાર થઈને આવનારા.

२ दिविस्पृशा = द्युलोकनिवासिनौ = દ્યુલોકનિવાસી.

३ कशा = अश्वताडिनीवाग्वा ( कशगतिशासनयोः ) = ચાબુક અથવા વાણી

४ मधुमती = उदकवतीमाधुर्योपेतावा = પરસેવાથી ભીંજાયલ; વા પ્રિય.

५ मिमिक्षतम् = सोमरसेन सेक्तुमिच्छतम (मिहसेचने) = સોમરસનું સેચન કરો.

६ चेत्ता = ज्ञापयिता = જણાવનાર

७ नपात् = नपालकम् = सन्तापेनशोषकम् ( पारक्षणे ) = જલશોષક.

८ वसोः = निवासहेतोः = निवासहेतुक.

९ नृचक्षसम = मनुष्याणांप्रकाशकम् = મનુષ્યોનો પ્રકાશ કરનાર.

१० स्तोम्यः = स्तुतियोग्यः = સ્તુત્ય.

११ शुभति = शोभते = ( तत्पर ) દીસે છે.

१२ ग्ना: = देवपत्नी: ( गम्यन्तेइतिग्ना: ) = દેવપત્ની.

१३ हात्राम् = होमनिष्पादकां अग्निपत्नीम् = હોમનિષ્પાદક અગ્નિપત્ની.

१४ भारतीम् = भरतनामकस्यादित्यस्यपत्नीम = ભરત નામના આદિત્યની પત્ની.

१५ वरूत्रीम् = वरणीयाम् = વરણીય ( ૪૪ ) તે નામની દેવ-પત્ની ( કેટલાયક ).

१६ मह: = महता = મહાન્ ( महपूजायां ).

१७ नृपत्नी: = मनुष्याणांपालयित्र्य: = મનુષ્યોની પાલક.

१८ पत्रा: = पक्षा: = પાપ.

१९ धिषणाम् = वाग्देवीम् = વાગ્દેવી.

२० मरोमभि: = पोषणै: = પુષ્ટિકર પદાર્થ વડે ( भृञ्धारण पोषणयो: )

२१ पिपृताम् = पूरयताम ( पृपालनपूरणयो: ) = ભરપૂર અર્પણ કરો.

२२ धीतिभि: = कर्मभि: = કર્મો વડે.

२३ पदे = अन्तरिक्षे = અન્તરિક્ષ વિષે.

२४ स्योना = विस्तीर्णा = ઉદાર; વા સુખકારક ( षिवुतन्तु-सन्ताने ).

२५ अनृक्षरा = कंटकरहिता ( ऋषोगतौ ) = કંટક રહિત.

२६ रिहन्ति = लिहन्ति = ચાટે છે; આસ્વાદન કરે છે.

२७ निवेशनी = निवेशनस्थानभूता = જગા દેનારી.

२८ सप्रथ: = विस्तारभूतम् (प्रथप्रख्याने) = વિપુલ.

२९ शर्म = શરણ

३० समूहृम् = ( वहप्रापणे ) = सम्यगन्तर्भूतम = રૂડી રીતે નિમગ્ન થયું.

३१ धामभिः = गायत्र्यादिछन्दोभि साधनभूतैः = ગાયત્રાદિ સાધનભૂત છન્દો વડે.
३२ अदाभ्यः = हिंसितुमशक्यः = અવિનાશી ( દભ્).
३३ यतः = यैःकर्मभिः = જે કર્મો વડે.
३४ व्रतानि = अग्निहोत्रादीनि = અગ્નિહોત્રાદિક કર્મો.
३५ युज्यः = योग्यः = હિતોષ્જન.
३६ सूरयः = विद्वांसः = ઋત્વિગાદિ વિદ્વાન્ પુરૂષો.
३७ विपन्यव. = ( पन् ) विशेषेणस्तोतारः = પરમભક્તિથી સ્તવન કરનાર.
३८ जागृवांसः = शब्दार्थयोः प्रमादराहित्येनजागरूकाः = જાગરૂક.
३९ पस्पशे = स्पष्टयान् ( स्पशस्पर्शने ) = विष्णोरनुग्रहात् अनुतिष्ठति = શ્રીવિષ્ણુના અનુગ્રહથી યજમાન ( કર્મોનું ) પાલન કરે છે

---

## सूक्त २३.

ઋષિ:-મેધાતિથિ કણ્વપુત્ર; દેવતા:-૧ વાયુ, ૨-૩ ઇન્દ્ર તથા વાયુ, ૪-૬ મિત્ર તથા વરૂણ, ૭-૯ ઇન્દ્ર તથા મરૂત્, ૧૦ -૧૨ વિશ્વેદેવ, ૧૩-૧૫ પૂષા, ૧૬-૨૨ આપઃ, ૨૩-૨૪ અગ્નિ, છન્દઃ-૧-૧૮ ગાયત્રી, ૧૯ પુરઉષ્ણિક્, ૨૦ અનુષ્ટુબ્, ૨૧ પ્રતિષ્ઠા, ૨૨-૨૪ અનુષ્ટુબ્.

तीव्राःसोमासआगह्याशीर्वन्तःसुताइमे ।
वायोतान्प्रस्थितान्पिब ॥ १ ॥

प०— तीव्राः । सोमासः । आ । गहि । आशीःऽवन्तः । सुताः । इमे । वायो । तान् । प्रऽस्थितान् । पिब ॥ १ ॥

अ०—આ સોમ તીક્ષ્ણ છે. તું આવ્ય્ દૂધાદિ પદાર્થ મિશ્રિત કરી (ઉત્તરવેદિ પ્રતિ) રસ તૈયાર આણ્યો છે. હે વાયુદેવ! તેનું તું પ્રાશન કર.

उभादेवादिविस्पृशैन्द्रवायूहवामहे ।
अस्यसोमस्यपीतये ॥ २ ॥

प०— उभा । देवा । दिविऽस्पृशा । इन्द्रवायू । हवामहे । अस्य । सोमस्य । पीतये ॥ २ ॥

अ०—દ્યુલોકવર્તી ઇન્દ્ર તથા વાયુ, આ ઉભયદેવને આ સોમરસ-પાનાર્થ અમે બોલાવીએ છીએ. २

* इन्द्रवायूमनोजुवाविप्राहवन्तऊतये ।
सहस्राक्षाधियस्पती ॥ ३ ॥

प०— इन्द्रवायू । मनःऽजुवा । विप्राः । हवन्ते । ऊतये । सहस्रऽअक्षा । धियः । पती ॥ ३ ॥

अ०—વિદ્વાન્ ઋત્વિજ તથા યજમાનો પોતાના સંરક્ષણાર્થે ઇન્દ્ર તથા વાયુદેવનું જ આહ્વાન કરે છે. તેઓ મનની પેઠે વેગવાળા, હજારો નેત્રવાળા, કર્મ અથવા બુદ્ધિના સ્વામી છે. ૩

मित्रंवयंहवामहेवरुणंसोमपीतये ।
जज्ञानापूतदक्षसा ॥ ४ ॥

---

* ટીપ—કેવળ ઇન્દ્રને હજાર નેત્ર હોય છે તથાપિ છત્રિન્યાયે વાયુને પણ હજાર નેત્રવાળો કહેલો છે.

प०— मि॒त्रम् । व॒यम् । ह॒वा॒म॒हे॒ । वरु॑णम् । सोम॑ऽपीतये । ज॒ज्ञा॒ना । पू॒तऽद॑क्षसा ॥ ४ ॥

अ०—મિત્ર તથા વરૂણદેવને સોમપાનાર્થ અમે આહ્વાન કરીએ છીએ. તેઓ ( કર્મપ્રદેશ વિષે ) પ્રાદુર્ભાવને પામનાર, શુદ્ધબળવાળા છે. ૪

* ऋ॒तेन॒यावृ॑ता॒वृधा॑वृ॒तस्य॒ज्योति॑ष॒स्पती॑ ।
तामि॒त्रावरु॑णाहुवे ॥ ५ ॥ ८ ॥

प०— ऋ॒तेन॑ । यौ । ऋ॒त॒ऽवृधौ॑ । ऋ॒तस्य॑ । ज्योति॑षः । पती॑ । ता । मि॒त्रावरु॑णा । हु॒वे॒ ॥ ५ ॥ ८ ॥

अ०— ,કર્મફલની) સત્યસિદ્ધિ વડે જે સત્યનું પ્રમાણ વધારનાર છે, સત્યપ્રકાશના જે અધિષ્ઠાતા છે તે મિત્ર તથા વરૂણદેવને હું આહ્વાન કરૂં છું. ૫ (૮)

वरु॑णःप्रावि॒ताभु॑वन्मि॒त्रोविश्वा॑भिरू॒तिभिः॑ ।
कर॑तांनःसु॒राध॑सः ॥ ६ ॥

प०— वरु॑णः । प्र॒ऽअ॒वि॒ता । भु॒व॒त् । मि॒त्रः । विश्वा॑भिः । ऊ॒तिऽभि॑ः । कर॑ताम् । नः॒ । सु॒ऽराध॑सः ॥ ६ ॥

अ०—( આ ) વરૂણદેવ અમારો પ્રકર્ષપણે સંરક્ષણ કરનાર હો. મિત્રદેવ સંરક્ષણના સર્વ માર્ગો વડે અમારૂં સંરક્ષણ કરનાર હો. તે ઉભય દેવો અમને વિપુલ–વૈભવ–સંપન્ન કરો. ૬

---

* ટીપ—અદિતિના પુત્ર હોવાથી મિત્રાવરૂણને જ્યોતિઃનું અધિષ્ઠાતાપણું યોગ્ય છે.

मुरुत्वन्तंहवामहइन्द्रमासोमंपीतये ।
सुजूर्गणेनंतृंपतु ॥ ७ ॥

प०— मुरुत्वन्तम् । हुवामहे । इन्द्रम् । आ । सोमंऽपीतये । सुऽजूः ।
गणेनं । तृंपतु ॥ ७ ॥

अ०—મરુતે સહવર્તમાન ઇંદ્રદેવને સોમપાનાર્થ અમે આહ્વાન કરીએ છીએ. મરૂદ્ગણસહિત તે તૃપ્ત હો. ૭

इन्द्रंज्येष्ठामरुंद्गणादेवांसःपूर्षरातयः ।
विश्वेममंश्रुताहवंम् ॥ ८ ॥

प०— इन्द्रंऽज्येष्ठाः । मरुंत्ऽगणाः । देवांसः । पूर्षंऽरातयः । विश्वें ।
ममं । श्रुत । हवंम् ॥ ८ ॥

अ०—જે મધ્યે ઇન્દ્ર શ્રેષ્ઠ છે, જે મરૂદ્ગનની સહિત છે, જે મધ્યે ઉત્કૃષ્ટ દાતા પૂષાદેવ છે તેવા હે સર્વે દેવો! તમે મ્હારી હાંક સાંભળો. ૮

हृतवृत्रंसुंदानवइन्द्रेणसहंसायुजा ।
मानोंदुःशंसईशत ॥ ९ ॥

प०— हृत । वृत्रम् । सुऽदानवः । इन्द्रेण । सहंसा । युजा । मा ।
नः । दुःऽशंसः । ईशत ॥ ९ ॥

अ०—હે ઉત્કૃષ્ટ દાન દેનારા મરૂતો! તમારા બળવાન્ મિત્ર ઇન્દ્રની સહાય્ય લઇને વૃત્રાસુરને હણો. તે દુષ્ટ-કીર્તિવાળાનો અમારા ઉપર અધિકાર ન હો. ९

* विश्वान्देवान्हवामहेमरुतःसोमपीतये ।
उग्राहिपृश्निमातरः ॥ १० ॥ ९ ॥

प०— विश्वान् । देवान् । हवामहे । मरुतः । सोमऽपीतये । उग्राः ।
हि । पृश्निऽमातरः ॥ १० ॥ ९ ॥

અ०—મરુત નામના સર્વે દેવોને સોમપાનાર્થ અમે આહ્વાન કરીએ છીએ. નાનાવર્ણની પૃથિવી માતાના (તે) પુત્રો નિશ્ચે, અસહ્ય બળવાળા છે. ૧૦ (૯)

जयतामिवतन्यतुर्मरुतामेतिधृष्णुया ।
यच्छुभंयाथनानरः ॥ ११ ॥

प०— जयताम्ऽइव । तन्यतुः । मरुताम् । एति । धृष्णुऽया । यत् ।
शुभम् । याथन । नरः ॥ ११ ॥

અ०—હે પરાક્રમી મરુતો ! તમે જ્યારે સુંદર યજ્ઞ પ્રત્યે પ્રયાણ કરો છો ત્યારે વિજય મેળવીને આવતા સુભટોની પેઠે પ્રચણ્ડ ગર્જના સંભળાય છે. ૧૧

हस्काराद्विद्युतस्पर्यतोजाताअवन्तुनः ।
मरुतोमृळयन्तुनः ॥ १२ ॥

प०— हस्कारात् । विऽद्युतः । परि । अतः । जाताः । अवन्तु ।
नः । मरुतः । मृळयन्तु । नः ॥ १२ ॥

અ०—દીપ્તિકર, વિશેષે દેદીપ્યમાન અંતરિક્ષથી ચોમેર ઉત્પન્ન મરુતો અમારું સંરક્ષણ કરો. તે અમને સુખસંપન્ન કરો. ૧૨

* पृश्नेः पुत्राः ऋ० ४-३-२३ ।

आपूषञ्चित्रबर्हिषमाघृणेधरुणंदिवः ।
आजानष्टंयथापशुम् ॥ १३ ॥

प०— आ । पूषन् । चित्रऽबर्हिषम् । आघृणे । धरुणम् । दिवः ।
आ । अज । नष्टम् । यथा । पशुम् ॥ १३ ॥

अ०—હે અત્યંત દેદીપ્યમાન ગમનશીલ પૂષાદેવ ! મહા અરણ્યમા ભૂલા પડેલ વાછડાને જેમ કોઇ શોધી આણે તેમ તું ચિત્ર-વિચિત્ર રંગવાળા દર્ભો વડે યુક્ત, યાગધારક સોમને દ્યુલોકમાથી શોધી આણ્. ૧૩

पूषाराजानमाघृणिरपगूळ्हंगुहाहितम् ।
अविन्दच्चित्रबर्हिषम् ॥ १४ ॥

प०— पूषा । राजानम् । आघृणिः । अपऽगूळ्हम् । गुहा । हितम् ।
अविन्दत् । चित्रऽबर्हिषम् ॥ १४ ॥

अ०—અત્યંત દેદીપ્યમાન, ગુહાસદશ દુર્ગમ દ્યુલોક વિષે સ્થિત પૂષાદેવે ચિત્રવિચિત્ર રંગના દર્ભ વડે યુક્ત, અત્યંત ગૂઢ સોમ રાજાને શોધી આણ્યો. ૧૪

उतोसमह्यमिन्दुभिःषड्युक्ताँअनुसेषिधत् ।
गोभिर्यवंनचर्कृषत् ॥ १५ ॥ १०

प०— उतो । सः । मह्यम् । इन्दुऽभिः । षट् । युक्तान् । अनुऽसेसिधत् । गोभिः । यवम् । न । चर्कृषत् ॥ १५ ॥ १० ॥

अ०—વળી જેમ ખેતીકાર પ્રતિવર્ષ ધાન્યાર્થે બળદ વડે પૃથિવીને ખેડીને ધાન્ય પકવે છે તેમ આ પૂષાદેવ પણ હું યજમાનાર્થે

સોમરસયુક્ત વસંતાદિક છયે ઋતુઓ અનુક્રમે પુનઃ પુનઃ ઉત્પન્ન કરતો રહે છે. ૧૫ (૧૦)

अम्बयोयन्त्यध्वभिर्जामयोअध्वरीयताम् ।
पृञ्चतीर्मधुनापयः ॥ १६ ॥

प०— अम्बयः । यन्ति । अध्वऽभिः । जामयः । अध्वरिऽयताम्
पृञ्चतीः । मधुना । पयः ॥ १६ ॥

અ०—(અમે) યજ્ઞ કરનારાની હિતકારક બન્ધુરૂપ માતા ( આપો દેવી ) દેવયજનમાર્ગે પ્રયાણ કરે છે. તે ગાયાદિકને મધુર જળ પ્રાપ્ત કરાવનાર છે. ૧૬

* अमूर्याउपसूर्येयाभिर्वासूर्यःसह ।
तानोहिन्वन्त्वध्वरम् ॥ १७ ॥

प०— अमूः । याः । उप । सूर्ये । याभिः । वा । सूर्यः । सह ।
ताः । नः । हिन्वन्तु । अध्वरम् ॥ १७ ॥

અ०—જે સૂર્યની સમીપમાં રહે છે અથવા સૂર્ય જેની સહવર્તમાન રહે છે તે ( આપોદેવી ! ) અમારા યજ્ઞને પરિપૂર્ણ કરો. ૧૭

अपोदेवीरुपह्वयेयत्रगावःपिबन्तिनः ।
सिन्धुभ्यःकर्त्वंहविः ॥ १८ ॥

प०— अपः । देवीः । उप । ह्वये । यत्र । गावः । पिबन्ति । नः ।
सिन्धुऽभ्यः । कर्त्वम् । हविः ॥ १८ ॥

* आपःसूर्येणसहिताः । २. तै० आ० प्रथमप्रपाठके

અ०—જે વિષે અમારી ગાયો જળપાન કરે છે તે આપોદેવીને ( જળદેવનાને ) હું આહ્વાન કરૂ છું; ( ચાલો ) આ વહેનાર દેવીને આપણે હવિર્દાન કરીએ. ૧૮

* अप्स्वन्तरमृतमप्सुभेषजमपामुतप्रशस्तये ।
देवाभवतवाजिनः ॥ १९ ॥

૫०—अप्ऽसु । अन्तः । अमृतम् । अप्ऽसु । भेषजम् । अपाम् । उत । प्रऽशस्तये । देवाः । भवत । वाजिनः ॥ १९ ॥

અ०—જળના અંતરંગમા અમૃત રહેલ છે; જળના અંતરંગમાં ઔષધિ-ગુણ રહેલ છે. હે ઋત્વિજાદિ બ્રાહ્મણો ! જલ્દી થાઓ. આપોદેવીનું સ્તવન કરો ૧૯

* अप्सुमेसोमोअब्रवीदन्तर्विश्वानिभेषजा ।
अग्निंचविश्वशंभुवमापश्चविश्वभेषजीः ॥ २० ॥ ११ ॥

૫०—अप्ऽसु । मे । सोमः । अब्रवीत् । अन्तः । विश्वानि । भेषजा । अग्निम् । च । विश्वऽशंभुवम् । आपः । च । विश्वऽभेषजीः ॥ २० ॥ ११ ॥

અ०—જળના અંતરંગમા સર્વેય ઔષધિ રહેલ છે. ( તેજ પ્રકારે ) સર્વ જગતનું કલ્યાણ કરનાર અગ્નિદેવ પણ જળના અંતરંગમાં રહેલ છે. જળ સર્વરોગપરિહારક છે એમ સોમદેવે હું-( મંત્રદ્રષ્ટામુનિ )ને કહેલું. ૨૦ (૧૧)

---

* १ (अमृतवाआपः-तै० सं० ५-६-२.। २ एतेवैदेवाः प्रत्यक्षंयद्ब्राह्मणा.-तै० सं० १-७-३.।

* सोपःप्राविशत् । तै० सं० २-६-६.।

आपः॒पृणी॒तभे॑षजंवरू॑थंत॒न्वे॒३॒॑मम॑ ।
ज्योक्च॒सूर्यं॑दृ॒शे ॥ २१ ॥

प०— आपः॑ । पृ॒णी॒त । भे॒ष॒जम् । वरू॑थम् । त॒न्वे॑ । मम॑ । ज्योक् । च॒ । सूर्य॑म् । दृ॒शे ॥ २१ ॥

अ०—હે ઉદકો ! મારા શરીરમાં રોગનિવારક ઔષધિ પૂર્ણ. ( નિરોગી થઈ ) અમે ચિરકાળ પર્યંત સૂર્યનું દર્શન કરીએ. २१

इ॒दमा॑पः॒प्रव॑हत॒यत्किंच॑दुरि॒तंमयि॑ ।
यद्वा॒हम॑भिदु॒द्रोह॒यद्वा॑शे॒पउ॒तानृ॑तम् ॥ २२ ॥

प०— इ॒दम् । आ॒पः॒ । प्र । व॒ह॒त॒ । यत् । किम् । च॒ । दुः॒ऽइ॒तम् । मयि॑ । यत् । वा॒ । अ॒हम् । अ॒भि॒ऽदु॒द्रोह॑ । यत् । वा॒ । शे॒पे । उ॒त । अनृ॑तम् ॥ २२ ॥

अ०—હે ઉદકો ! ( યજ્ઞ વિષે ) મેં જે કાંઈ પાપાચરણ કર્યું હોય વા કોઈને પણ મેં બુદ્ધિપૂર્વક દ્રોહ કરેલ હોય, વા કોઈ પણ સાધુપુરુષનું મેં બુરું ઇચ્છયું હોય, વા મેં કાંઈ અસત્ય વર્તન કર્યું હોય, તે મારા યાવત્ અપરાધો આમ વહી ધોઈ કાઢો. २२

आपो॑अ॒द्यान्व॑चारिषं॒रसे॑न॒सम॑गस्महि ।
पय॑स्वानग्न॒आग॑हि॒तंमा॒संसृ॑ज॒वर्च॑सा ॥ २३ ॥

प०— आपः॑ । अ॒द्य । अनु॑ । अ॒चा॒रि॒ष॒म् । रसे॑न । सम् । अ॒ग॒स्म॒हि॒ । पय॑स्वान् । अ॒ग्ने॒ । आ । ग॒हि॒ । तम् । मा॒ । सम् । सृ॒ज॒ । वर्च॑सा ॥ २३ ॥

अ०—(અવભૃથ સ્નાનાર્થે, જળમાં મેં અનુપ્રવેશ કરેલ છે. હે જળવર્તિ અગ્નિદેવ ! તું (આ યજ્ઞમાં) આવ્. અને તે રીત્યે સ્નાન કરેલ એવા મને તેજઃસંપન્ન કર. ૨૩

संमाग्ने वर्चसा सृज सं प्रजया समायुषा ।
विद्युर्मे अस्य देवा इन्द्रो विद्यात्सह ऋषिभिः ॥२४॥१२॥

प०— सम् । मा । अग्ने । वर्चसा । सृज । सम् । प्रऽजया ।
सम् । आयुषा । विद्युः । मे । अस्य । देवाः । इन्द्रः ।
विद्यात् । सह । ऋषिऽभिः ॥ २४ ॥ १२ ॥

अ०—હે અગ્નિદેવ ! મને તેજઃસંપન્ન કર. સંતતિસંપન્ન કર. આયુષ્યસંપન્ન કર. સોમપાન કરનાર દેવોને આ–હું–યજમાનનું અનુષ્ઠાન સુવિદિત હો. ઋષિઓ સહવર્તમાન ઇન્દ્રને તે સુવિદિત હો. ૨૪ (૧૨)

## सूक्त २३

१ तीव्राः = तीक्ष्ण.
२ प्रस्थितान् = ( ઉત્તર વેદિપ્રતિ ) આણેલ.
३ दिविस्पृशा = द्युलोकवर्ती.
४ मनोजुवा = મનની પેઠે વેગવાળા.
५ जज्ञाना = પ્રાદુર્ભાવને પામનાર ( जनी प्रादुर्भावे ).
६ ऋतस्य = સત્યનું.
७ कृन्ताम् = कृणुताम् = કરો.
८ सजूः = सह = સહિત (समानाप्रीतिर्येस्यतः जुष् प्रीति सेवनयोः ).
९ महसा = बलवता = બળવાન.

१० पृश्निमातरः = नानावर्णायुक्तायाभूमेःपुत्राः = નાનાવર્ણયુક્ત ભૂમિના પુત્રો.
११ धृष्णुया = धाष्टर्ययुक्तः सन् = પ્રચણ્ડ સતો.
१२ नरः = नेतारो मरुतः = પરાક્રમી મરૂતો.
१३ याथन = प्राप्नुथ = પ્રાપ્ત થાઓ છો.
१४ हस्कारात् = दीप्तिकारात् = દીપ્તિકર. ( हसेहसने ).
१५ अतः = अन्तरिक्षात् = અંતરિક્ષથી.
१६ धरुणम = यज्ञस्यधारकंसोमम् = યાગધારક સોમને ( धृञ् धारणे ).
१७ आघृणे = आगतदीप्तियुक्त = અત્યંત દેદીપ્યમાન. ( घृक्षरणदीप्त्योः )
१८ आ = द्युलोकात् = ( દ્યુલોકમાથી ).
१९ अज्र = गमनशील = ગમનશીલ (अजगतिक्षेपणयोः).
२० राजानम् = सोमम् = સોમને.
२१ गुहाहितम = गुहासदृशेदुर्गमेद्युलोकेस्थितम = ગુહાસદૃશ દુર્ગમદ્યુલોક વિષે સ્થિત.
२२ षट् = वसंतादिऋतून् = વસંતાદિ છ ઋતુઓ.
२३ अनुसेषिधत् = अनुक्रमेण पुनः पुनः नयन् (वर्तते) = અનુક્રમે પુન: પુન ઉત્પન્ન કરતો રહે છે ( षिधुगत्यां ).
२४ अंबयः = मातृस्थानीयाः आप: = માતા આપોદેવતા. ( अप् = જળ ) શબ્દનું રૂપ છે.
२५ अध्वरीयताम् = अध्वरंआत्मानंइच्छताम्=યજ્ઞ કરનારાની.
२६ पृञ्चतीः = गवादिषु योजयन्त्यः = ગાયાદિકને પ્રાપ્ત કરાવનાર.
२७ जामयः = हितकारिण्यो बन्धवः = હિતકારક બન્ધુરૂપ ( जमुअदने ).

२८ कर्त्वम् = कर्तव्यम् = કર્તવ્ય ૩૫.
२९ सिन्धुभ्यः = स्यन्दनशीलाभ्य. अप्स्य देवताभ्यः = વહેનાર જળ
३० देवाः = ऋत्विजादयो ब्राह्मणाः = ઋત્વિજાદિ બ્રાહ્મણો.
३१ वाजिनः = वेगवंतः = વેગવાળા.
३२ ज्योक् = चिर = ચિરકાલ પર્યંત.
३३ वरूथं = रोगनिवारकं = રોગનિવારક ( वृञ्वरणे ).
३४ दोपे = साधुजनं शासवान् = સાધુપુરૂષનું ખુરૂં કરછેલું.
३५ अन्वचारिषम् = अनुप्रविष्टोस्मि = મેં અનુપ્રવેશ કરેલ છે.
३६ रसेन = जलसारेण = સારભૂત તત્ત્વ વડે.
३७ ससृज = संयोजय = સંપન્ન કર.
३८ पयस्वान् = जलवर्तमानरवेन पयोयुक्तः = જલવર્તિ હોવાથી પયોયુક્ત.
३९ देवाः = सोमपातार. = સોમપાન કરનાર દેવો.
४० तन्यतुः = शब्दः = શબ્દ ગર્જના. ( तनुविस्तारे )

---

# सूक्त २४.

ऋषि:—અજીગર્તપુત્ર શુનઃશેપ, દેવતા:—૧ પ્રજાપતિ, ૨ અગ્નિ, ૩–૫ સવિતા, અથવા પાંચમીનો ભગ, ૬–૧૫ વરુણ, છંદ:—૧–૨–૬–૧૫ ત્રિષ્ટુભ ૩–૫ ગાયત્રી

* कस्यनूनंकतमस्यामृतानामनामदेवस्यचारुदेवस्यनाम।
कोनोमह्याअदितयेपुनर्दात्पितरंचदृशेयंमातरंच ॥ १ ॥

---

१ तदेतत्परऋक्शतगाथंशौनःशेपमाख्यानंतद्धोताराज्ञे-भिषिक्तायाचष्टे हिरण्यकशिपावासीनआचष्टे हिरण्यकशिपावासीन प्रतिगृणाति । ऐ० ब्रा० ७–१८ ।

વેધસપુત્ર હરિશ્ચંદ્રને સો સ્ત્રી હતી તેમને પુત્રસંતતિ નહોતી નારદના કહેવાથી તે વરુણદેવ પાસે ગયા અને તેની પાસે પુત્રપ્રાર્થના કરી અને કહ્યું કે પુત્ર થશે તો તેનું બલિદાન કરીશું વરુણે તે માન્ય કર્યું રોહિત નામનો પુત્ર થયો વાયદા કરી તેને વરુણને આપ્યો નહીં એટલે હરિશ્ચંદ્રને ઉદરરોગ થયો અજીગર્ત ઋષિના શુનઃપુચ્છ, શુનઃશેપ અને શુનોલાંગૂલ કરીને ત્રણ પુત્રો હતા તેમાંથી સો ગાય આપીને શુનઃશેપ (વચના પુત્રને) વેચાતો લઇ રોહિતની અવેજીમાં વરુણને બલિદાનમાં આપ્યો. તેને યૂપ વિષે બાંધી તેનો પિતા અજીગર્ત મારવા સજ્જ થયો તે વખતે શુનઃશેપે પ્રજાપતિથી માંડી ઉષાદેવતા પર્યંત સ્તુતિ કરતાં તેના પાશ તુટી ગયા અને હરિશ્ચંદ્રનો ઉદરરોગ મટી ગયો. આ મખમાં વિશ્વામિત્ર હોતા, જમદગ્નિ અધ્વર્યુ, વસિષ્ઠ બ્રહ્મા અને અયાસ્ય ઉદ્દગાતા હતા. વિશ્વામિત્રે શુનઃશેપને દત્તક લીધો અને તેનું દેવરાત નામ પાડ્યું.

प०—कस्य॑ । नूनम् । क॒त॒मस्य॑ । अ॒मृता॑नाम् । मना॑महे । चारु॑ । दे॒वस्य॑ । नाम॑ । कः । नः॒ । म॒ह्यै । अदि॑तये । पुन॑ः । दा॒त् । पि॒तर॑म् । च॒ । दृ॒शेय॑म् । मा॒तर॑म् । च॒ ॥ १ ॥

अ०—અમર દેવો મધ્યે અમે કયી જાતિના કયા દેવનું મોહક નામ ઉચ્ચારીએ ? કયો દેવ મ્હને વિસ્તીર્ણ પૃથિવીનો પુનઃ મેલાપ કરાવે જેથી હું અમર થઇને મારા પિતા તથા માતાના દર્શનને પામું ? १

* अ॒ग्नेर्व॒यंप्र॑थ॒मस्या॒मृता॑नां॒मना॑महे॒चारु॑दे॒वस्य॒नाम॑ । सनो॑म॒ह्याअदि॑तये॒पुन॑र्दात्पि॒तरं॑चदृ॒शेयं॑मा॒तरं॑च ॥ २ ॥

प०—अ॒ग्नेः । व॒यम् । प्र॒थ॒मस्य॑ । अ॒मृता॑नाम् । मना॑महे । चारु॑ । दे॒वस्य॑ । नाम॑ । सः । नः॒ । म॒ह्यै । अदि॑तये । पुन॑ः । दा॒त् । पि॒तर॑म् । च॒ । दृ॒शेय॑म् । मा॒तर॑म् । च॒ ॥ २ ॥

अ०—સર્વ અમર દેવો મધ્યે પ્રમુખ એવા અગ્નિદેવના મોહક નામનું અમે ઉચ્ચારણ કરીએ; તે મ્હને વિસ્તીર્ણ પૃથિવીનો પુનઃમેલાપ કરાવશે જેથી હું અમર થઇને મારા પિતા તથા માતાના દર્શનને પામીશ. २

---

२ हन्ताहंदेवताउपधावामीतिसप्रजापतिमेवप्रथमं देवतानामुपससार । ऐ० ब्रा० ७-१६. ।

३ कोवैनामप्रजापतिः । ऐ० ब्रा० ३-२१.।

* तंप्रजापतिरुवाचाग्निर्वैदेवानांनेदिष्ठस्तमेवोपधावेति- सोग्निमुपससाराग्नेर्वयंप्रथमस्यामृतानामित्येतयर्चेति । ऐ० ब्रा० ७-१६.।

* अभित्वादेवसवितरीशानंवार्याणाम् ।
सदावन्भागमीमहे ॥ ३ ॥

प०— अभि । त्वा । देव । सवितः । ईशानम् । वार्याणाम् । सदा ।
अवन् । भागम् । ईमहे ॥ ३ ॥

अ०—નિત્ય રક્ષણ કરનાર હે સવિતાદેવ ! તું સર્વ કામ્યસંપત્તિનો સ્વામિ છે. અમે ત્હારા પાસે ધનસંપત્તિની સર્વતઃ યાચના કરીએ છીએ. ૩

यश्चिद्धितइत्थाभगःशशमानःपुरानिदः ।
अद्वेषोहस्तयोर्दधे ॥ ४ ॥

प०— यः । चित् । हि । ते । इत्था । भगः । शशमानः । पुरा ।
निदः । अद्वेषः । हस्तयोः । दधे ॥ ४ ॥

अ०—હે સવિતાદેવ ! આ પ્રશંસનીય ધનસંપત્તિ જે તેં ત્હારા બે હાથમાં ધારણ કરેલી છે તેની અમે યાચના કરીએ છીએ. આ ધનની કોઇયે નિંદા અથવા દ્વેષ કરે તેવું નથી. ૪

भगंभक्तस्यतेवयमुदशेमतवावसा ।
मूर्धानंरायआरभे ॥ ५ ॥ १३ ॥

प०— भगंऽभक्तस्य । ते । वयम् । उत् । अशेम । तव । अवसा ।
मूर्धानम् । रायः । आऽरभे ॥ ५ ॥ १३ ॥

---

* तमभिवदत्याचसवितार्वैप्रसवानामीशेतमेवोपधावेतिससवितारमुपससाराभित्वादेवसवितरित्येतेनतृचेनेति ।
ऐ० ब्रा० ७-१६.

अ०—હે સવિતાદેવ ! તું સર્વધનસંપન્ન છે. ત્હારા સંરક્ષણ વડે અમે સંપત્તિવાન થઇ સંપત્તિની ટોચે બેસીએ. ૫ (૧૩)

* नहितेक्षत्रंनसहोनमन्युंवयश्चनामीपतयन्तआपुः ।
नेमाआपोअनिमिषंचरन्तीर्नयेवातस्यप्रमिनन्त्यभ्वम् ॥६॥

प०— नहि । ते । क्षत्रम् । न । सहः । न । मन्युम् । वयः । चन । अमी । पतयन्तः । आपुः । न । इमाः । आपः । अनिऽमिषम् । चरन्तीः । न । ये । वातस्य । प्रऽमिनन्ति । अभ्वम् ॥ ६ ॥

अ०—હે વરુણદેવ ! (પ્રૌઢ આકાશ વિષે) ઉડનારાં આ (શ્યેનાદિ) પક્ષિઓ તથા અવિચ્છિન્ન વેહેનારાં આ ઉદકો, ત્હારા શરીરબળ તથા પરાક્રમની બરોબરી કરી શકતાં નથી; તેમજ ત્હારા કોપને સહન કરી શકતાં નથી; આ વાયુઓ પણ ત્હારા વેગની બરોબરી કરી શકતા નથી. ૬

अबुध्नेराजावरुणोवनस्योर्ध्वंस्तूपंददतेपूतदक्षः ।
नीचीनाःस्थुरुपरिबुध्नएषामस्मेअन्तर्निहिताःकेतवःस्युः॥७

प०— अबुध्ने । राजा । वरुणः । वनस्य । ऊर्ध्वम् । स्तूपम् । ददते । पूतऽदक्षः । नीचीनाः । स्थुः । उपरि । बुध्नः । एषाम् । अस्मे । अन्तः । निऽहिताः । केतवः । स्युः ॥७॥

---

* तंसवितोवाचवरुणायथैराज्ञेनियुक्तोसितमेयोप्येवेतिसवरुणंराजानमुपससारातउत्तराभिरेकविंशतेति । ऐ० ब्रा० ७-१६. ।

अ०—પવિત્ર પરાક્રમને કરનાર આ વરુણ રાજા, મૂલરહિત આકાશ વિષે તેજસમૂહને ઊર્ધ્વપ્રદેશમાં ધારણ કરે છે; આ દેવના કિરણો અધોમુખ હોય છે. અને તેનું મૂળ ઊર્ધ્વલોકમાં હોય છે. આ કિરણો અમારા પ્રાણો વિષે પ્રકાશિત હો. ७

उरुंहिराजावरुणश्चकारसूर्यायपन्थामन्वेतवाउं ।
अपदेपादाप्रतिधातवेकरुतापवक्ताहृदयाविधश्चित् ॥८॥

प०— उरुम् । हि । राजा । वरुणः । चकार । सूर्याय । पन्थाम् । अनुऽएतवे । ऊम् । अपदे । पादा । प्रतिऽधातवे । अकः । उत । अपऽवक्ता । हृदयऽविधः । चित् ॥ ८ ॥

अ०—સૂર્ય અનુક્રમે ઉદય તથા અસ્તગમનરૂપી પ્રવાસ કરી શકે તે અર્થે આ વરુણરાજાએ ( ઉત્તરાયણ તથા દક્ષિણાયનરૂપી ) વિશાળ રથમાર્ગ કર્યો. પાદરહિત અંતરિક્ષ વિષે સૂર્યને માટે પગ મૂકવાનો માર્ગ કર્યો. અથવા, હે વરુણદેવ ! મને યૂપબંધન કરેલ છે તેથી ભૂપ્રદેશમા હું જઇ શકું તેમ નથી માટે હું પૃથ્વી વિષે પગ મૂકી શકું તેવો ઉપાય કરો; અર્થાત્ મને બંધનિર્મુક્ત કરો. હૃદયભેદી વાણીવાળા શત્રુઓને તમે દૂર કરો.૮

शतंतेराजन्भिषजःसहस्रमुर्वीगंभीरासुमतिष्टेअस्तु ।
बाधस्वदूरेनिर्ऋतिंपराचैःकृतंचिदेनःप्रमुमुग्ध्यस्मत् ॥९॥

प०—शतम् । ते । राजन् । भिषजः । सहस्रम् । उर्वी । गभीरा । सुऽमतिः । ते । अस्तु । बाधस्व । दूरे । निःऽऋतिम् । पराचैः । कृतम् । चित् । एनः । प्र । मुमुग्धि । अस्मत् ॥९॥

અ૦—હે રાજા વરુણ! ત્હારી પાસે સેંકડો, હજારો પ્રકારની ઔષધિઓ છે. ત્હારી અનુગ્રહબુદ્ધિ મોટી ઉદાર તથા સ્થિર હો. પાપદેવતા નિર્ઋતિને (સાડીસાતી) અમારાથી પરાંગમુખ દૂર દેશે સ્થાપન કરી નિર્મૂલિત કર. કરેલાં પાતકથી અમને મુક્ત કર. ૯

अमीयऋक्षा निहितास उच्चा नक्तंददृश्रे कुहंचिद्दिवेयुः । अदब्धानि वरुणस्य व्रतानि विचाकशच्चन्द्रमा नक्तमेति ॥ १० ॥ १४ ॥

પ૦— अमी । ये । ऋक्षाः । निऽहितासः । उच्चा । नक्तम् । ददृश्रे । कुहं । चित् । दिवां । ईयुः । अदब्धानि । वरुणस्य । व्रतानि । विऽचाकशत् । चन्द्रमाः । नक्तम् । एति ॥१०॥ ॥१४॥

અ૦—આ જે સપ્તઋષિઓ અથવા સર્વ નક્ષત્રો આકાશમાં ઉંચે સ્થાપન કરેલા છે તે રાત્રેજ દેખાય છે. દિવસે તે ક્યાંયે ચાલ્યા જાય છે. વરુણના નિયમ ખરેખર અનુલ્લંઘનીય છે. તેની આજ્ઞા વડેજ રાત્રીયે ચંદ્રમા પ્રકાશમાન થતો પ્રયાણ કરે છે. ૧૦ (૧૪)

तत्त्वायामि ब्रह्मणा वन्दमानस्तदाशास्ते यजमानो हविर्भिः । अहेळमानो वरुणेह बोध्युरुशंस मा न आयुः प्रमोषीः ॥११॥

પ૦— तत् । त्वा । यामि । ब्रह्मणा । वन्दमानः । तत् । आ । शास्ते । यजमानः । हविःऽभिः । अहेळमानः । वरुण । इह । बोधि । उरुऽशंस । मा । नः । आयुः । प्र । मोषीः ॥ ११ ॥

અ૦—હે વરૂણદેવ! આ પ્રોઢ સ્તોત્ર વડે ત્હારૂં વંદન કરીને ત્હારા પાસે હું પ્રાણયાચના કરૂં છું. હવિરન્ન દઇ યજન કરનારાઓ પણ આજ રીતે ત્હારી પાસે પ્રાણયાચના કરે છે. હે વરૂણદેવ! અહીં અમારો અનાદર ન કરતા અમારી યાચનાને જાણ. હે સર્વત્ર વિખ્યાત દેવ! તું અમારૂં આયુષ્ય ન હરીશ. ૧૧

तदिन्नक्तंतद्दिवामह्यमाहुस्तदयंकेतोहृदआविचष्टे ।
शुनःशेपोयमह्वद्गृभीतःसोअस्मान्राजावरुणोमुमोक्तु ॥१२

प०— तत् । इत् । नक्तम् । तत् । दिवा । मह्यम् । आहुः । तत् । अयम् । केतः । हृदः । आ । वि । चष्टे । शुनःशेपः । यम् । अह्वत् । गृभीतः । सः । अस्मान् । राजा । वरुणः । मुमोक्तु ॥ १२ ॥

અ૦—સર્વ જ્ઞાતાલોકો આ વરૂણ-વિષયક સ્તોત્રની જ રાતદિવસ પ્રશંસા કરે છે. મ્હારા હૃદયમા પણ આજ સ્તોત્ર પ્રકાશી રહ્યું છે. શુનઃશેપે બંધનમા પડતાં જે વરૂણને આહ્વાન કરેલું તેજ દેવ અમને બંધનમુક્ત કરો. ૧૨

शुनःशेपोह्यह्वद्गृभीतस्त्रिष्वादित्यंद्रुपदेषुबद्धः ।
अवैनंराजावरुणःससृज्याद्विद्वाँअदब्धोविमुमोक्तुपाशान्
॥ १३ ॥

प०— शुनःशेपः । हि । अह्वत् । गृभीतः । त्रिषु । आदित्यम् । द्रुपदेषु । बद्धः । अव । एनम् । राजा । वरुणः । ससृज्यात् । विद्वान् । अदब्धः । वि । मुमोक्तु । पाशान् ॥१३॥

અ૦—વિદ્વાન્ અને અનુલ્લંઘ્ય એવો રાજા વરુણ મને છોડી દ્યો અને પાશમુક્ત કરો એમ ત્રણ થાંભલે બાંધેલા શુનઃશેપે અદિતિ પુત્ર વરુણની સ્તુતિ કરી. ૧૩

अवंतेहेळोंवरुणनमोंभिरवंयज्ञेभिरीमहेहविर्भिः ।
क्षयंन्नुस्मभ्यंमसुरप्रचेताराजन्नेनांसिशिश्रथःकृतानिं ॥१४॥

प०— अवं । ते । हेळंः । वरुण । नमंःऽभिः । अवं । यज्ञेभिः । ईमहे । हविःऽभिः । क्षयंन् । अस्मभ्यंम् । असुर । प्रचेतः । राजंन् । एनांसि । शिश्रथः । कृतानिं ॥ १४ ॥

અ૦—નમસ્કારો વડે, યજ્ઞ વડે તથા હવિરન્ન વડે (તુંને પરિતુષ્ટ કરીને) હે વરુણદેવ! ત્હારો કોપ અમે શાંત કરીએ છીએ. હે અનિષ્ટનો નાશ કરનાર, બુદ્ધિમાન, દેદીપ્યમાન વરુણદેવ! અમારા અર્થે અહીં નિવાસ કરીને અમે કરેલાં પાતકોનો નાશ કર. ૧૪

उदुत्तमंवरुणपाशमस्मदवांधमंविमध्यमंश्रथाय ।
अथांवयमादित्यव्रतेतवानांगसोअदितयेस्याम ॥१५॥१५॥

प०— उत् । उत्ऽतमम् । वरुण । पाशम् । अस्मत् । अवं । अधमम् । वि । मध्यमम् । श्रथय । अथं । वयम् । आदित्य । व्रते । तवं । अनांगसः । अदितये । स्याम ॥ १५ ॥ १५ ॥

અ૦—હે વરુણદેવ! અમારા શિર ઉપરનો, પગ ઉપરનો તથા નાભિગતપાસ શિથિલ કર. એટલે હે અદિતિપુત્ર! અમે પાપવિમુક્ત થઇ ત્હારા અખંડિત આશ્રય નીચે રહી ત્હારી આજ્ઞાનું પરિપાલન કરીએ. ૧૫ (૧૫)

## सूक्त २४.

१ मनामहे = उच्चारयामहे = ઉચ્ચારીએ.
२ मह्यै = महत्यै = વિસ્તીર્ણ.
३ अदितये = पृथिव्यै = પૃથિવીને.
४ दात् = दद्यात् = દે; મેલાપ કરાવે.
५ भागं = भजनीयं धनं = સેવ્ય ધનસંપત્તિ.
६ शशमानः = शस्यमानः स्तूयमानः = પ્રશંસનીય.
७ पुरानिदः = निन्दायाः पूर्वम् = નિંદાની પૂર્વે.
८ भगभक्तस्य = धनसंयुक्तस्य = ધનસંપન્નની.
९ ये = गतिविशेषाः = ગતિ.
१० अभ्वम् = वेगम् = વેગ.
११ वनस्य = वननीयस्य तेजसः = તેજનો.
१२ स्तुपम् = संघम् = સમૂહ ( स्त्यैशब्दसंघातयोः ).
१३ केतवः = प्रज्ञापकाः प्राणाः = પ્રજ્ઞાપક પ્રાણો.
१४ पषाम् = एषां रश्मिनां = આ કિરણોનાં આ ઋચામાં ऊर्ध्वदेशे वर्तमानस्य वरुणस्यरश्मयः એટલું અધ્યાહાર્ય સમજવું.
१५ प्रमिनन्ति = हिंसन्ति = ઉલ્લંઘન કરી શકતા નથી; બરોબરી કરી શકતા નથી.
१६ प्रतिधातवे = प्रक्षेप्तुम् = મૂકવાને ( धा ).
१७ अकः = कृतवान् = કર્યું.
१८ पतवे = गन्तुम् = પ્રવાસ કરવા.
१९ हृदयविधः = शत्रोः = હૃદયભેદી શત્રુનો.
२० अपवक्ता = अपवदिता निराकर्ता = નિષેધ કરનાર; દૂર કરનાર.

२१ पराचैः = पराङ्मुखां कृत्वा = પરાઙ્મુખ કરીને.
२२ निर्ऋतिम् = पापदेवतां ( સાડાસાતી = પનોતી ).
२३ ऋक्षाः = सप्तऋषयः नक्षत्रविशेषाः वा = સપ્તઋષિઓ; અથવા નક્ષત્રો.
२४ यामि= याचे = યાચના કરૂં છું.
२५ अहेळमानः = अनादरं अकुर्वन् = અનાદર ન કરતાં ( हेड्ऋ अनादरे ).
२६ मा प्रमोषीः = प्रमुषितं मा कुरु = ન હરીશ. (मुषस्तेये).
२७ केतः = प्रज्ञाविशेषः = સ્ફુરણ.
२८ गृभीतः = गृहीतः = ( યૂપ વિષે ) બાંધેલ.
२९ द्रुपदेषु = काष्ठस्यपदेषु प्रदेशविशेषेषु = કાષ્ઠ વિષે.
३० विद्वान् = विमोकप्रकाराभिज्ञः = પાશમોક્ષમાં કુશળ.
३१ अवेमहे = अवनयामः = अपनयामः = શાંત કરીએ છીએ.
३२ असुर = अनिष्टक्षपणशील = અનિષ્ટનો નાશ કરનાર.
३३ क्षयन् = निवसन् = નિવાસ કરીને (क्षिनिवासगत्योः).
३४ शिश्रथः = श्रथितानि शिथिलानि कुरु = શિથિલ કર, નાશ કર. ( श्रथदौर्बल्ये ).
३५ अदितये = खंडनराहित्याय = અખંડ.
३६ अनागसाः = अपराधरहिताः = પાપવિમુક્ત.

## सूक्त २५.

ऋषिः–અજીગર્તપુત્ર શુનઃશેપ; દેવતા:–વરૂણ; છન્દઃ–ગાયત્રી.

यच्चिद्धितेविशोयथाप्रदेववरुणव्रतम् ।
मिनीमसिद्यविद्यवि ॥ १ ॥

प०– यत् । चित् । हि । ते । विशः । यथा । प्र । देव । वरुण । व्रतम् । मिनीमसि । द्यविद्यवि ॥ १ ॥

अ०—હે વરૂણદેવ ! સામાન્ય મનુષ્ય પ્રમાણે અમે પ્રમાદ વડે દરરોજ ત્હારી આજ્ઞાનો ભંગ કરીએ તથાપિ ( તે ધ્યાનમા ન લેતા તુ અમારા યાગકર્મને પરિપૂર્ણ કર ). १

मानोवधायहत्नवेजिहीळानस्यरीरधः ।
माहृणानस्यमन्यवे ॥ २ ॥

प०– मा । नः । वधाय । हत्नवे । जिहीळानस्य । रीरधः । मा । हृणानस्य । मन्यवे ॥ २ ॥

अ०—હે વરૂણદેવ ! ત્હારો અનાદર કરનાર વધની શિક્ષાને યોગ્ય છે. તું મ્હારો વધ ન કર, ક્રોધાયમાન થઇને તું અમારા ઉપર ક્રોધ ન કર. २

विमृळीकायतेमनोरथीरश्वंनसंदितम् ।
गीर्भिर्वरुणसीमहि ॥ ३ ॥

प०– वि । मृळीकाय । ते । मनः । रथीः । अश्वम् । न । सम्ऽदितम् । गीःऽभिः । वरुण । सीमहि ॥ ३ ॥

અ૦—હે વરુણદેવ! થાકેલ અશ્વને ( ઘાસ આદિ આપીને ) જેમ રથવાળો આશ્વાસન કરે છે તેમ અમે સુખસિદ્ધયર્થ સ્તુતિઓ વડે ત્હારૂં મન આકર્ષિત કરીએ છીએ. ૩

परा॒हिमे॒विम॑न्यव॒ःपत॑न्ति॒वस्य॑इष्टये ।
वयो॒नव॑स॒ती॒रुप॑ ॥ ४ ॥

प०— परा॑ । हि । मे॒ । विऽम॑न्यवः । पत॑न्ति । वस्यः॑ऽइष्टये ।
वयः॑ । न । व॒स॒तीः । उप॑ ॥ ४ ॥

અ૦—જે પ્રમાણે પક્ષી પોતાના નિવાસસ્થાન તરફ દોડી છૂટે છે તેમ હે વરુણદેવ! મ્હારી શુદ્ધ મનઃકલ્પના, ઉત્કૃષ્ટ ધનપ્રાપ્તિ અર્થે ત્હારી તરફ દોડે છે. ૪

क॒दाक्ष॑त्र॒श्रियं॒नर॒मावरु॑णंकरामहे ।
मृ॒ळी॒काया॑रु॒चक्ष॑सम् ॥ ५ ॥ १६ ॥

प०— क॒दा । क्ष॒त्रऽश्रिय॑म् । नर॑म् । आ । वरु॑णम् । क॒रा॒म॒हे॒ ।
मृ॒ळी॒काय॑ । उ॒रु॒ऽचक्ष॑सम् ॥ ५ ॥ १६ ॥

અ૦—તે બળસંપન્ન, શૂરા તથા બહુદ્દષ્ટા વરુણને અમારા સુખાર્થ આ યાગકર્મમાં ક્યારે બોલાવીએ ?. ૫

तदित्स॑मा॒नमा॑शाते॒वेन॑न्ता॒नप्रयु॑च्छतः ।
धृ॒तव्र॑ताय॒दा॒शुषे॑ ॥ ६ ॥

प०— तत् । इत् । स॒मा॒नम् । आ॒शा॒ते॒ । वेन॑न्ता । न । प्र ।
यु॒च्छ॒तः । धृ॒तऽव्र॑ताय । दा॒शुषे॑ ॥ ६ ॥

અ૦—મિત્ર તથા વરુણદેવ યાગકર્તા, હવિર્દાતા યજન કરનાર પુરૂષની

હમેશા કામના રાખે છે અર્થાત્ તેમના પર પ્રસન્ન થાય છે. તે ઉભય એકજ હવિને ગ્રહણ કરે છે તેમા તેઓ કોઇ વેળાયે પ્રમાદ કરતા નથી. ६

वेदायोवीनांपदमन्तरिक्षेणपततांम् ।
वेदनावः संमुद्रियंः ॥ ७ ॥

प०— वेदं । यः । वीनाम् । पदम् । अन्तरिक्षेण । पततांम् । वेदं । नावः । समुद्रियंः ॥ ७ ॥

अ०—જે અંતરિક્ષમા પરિભ્રમણ કરનાર પક્ષીઓનો માર્ગ જાણનાર છે, જે સમુદ્રનિવાસી હોવાથી નૌકાનો માર્ગ જાણનાર છે (તે વરુણદેવ અમને પાશોથી વિમુકત કરો). ७

वेदंमासोधृतव्रंतोद्वादंशप्रजावंतः ।
वेदायउंपजायंते ॥ ८ ॥

प०— वेदं । मासः । धृतऽव्रंतः । द्वादंश । प्रजाऽवंतः । वेदं । यः । उपऽजायंते ॥ ८ ॥

अ०—જે કર્મનો પરિપાલક દેવ (તે તે સમયે ઉત્પદ્યમાન દિવસો રૂપી) પ્રજાયુકત બાર માસને જાણનાર છે; જે અધિકમાસને જાણનાર છે. ८

वेदवार्तस्यवर्तनिमुरोर्ऋष्वस्यंबृहतः ।
वेदायेअध्यासंते ॥ ९ ॥

प०— वेदं । वार्तस्य । वर्तनिम् । उरोः । ऋष्वस्यं । बृहतः । वेदं । ये । अधिऽआसंते ॥ ९ ॥

अ०—જે વિસ્તીર્ણ, દર્શનીય તથા સર્વવ્યાપક વાયુનો માર્ગ જાણનાર છે, જે વાયુલોકની ઉપર દેવો રહેલા છે તેને પણ જાણનાર છે. ૯

निपसाद्धृतव्रतोवरुणःपस्त्याउस्वा ।
साम्राज्यायसुक्रतुः ॥ १० ॥ १७ ॥

प०— नि । ससाद । धृतऽव्रतः । वरुणः । पस्त्यासु । आ । साम्ऽराज्याय । सुऽक्रतुः ॥ १० ॥ १७ ॥

अ०—એવો સામર્થ્ય સંપન્ન વરુણ પોતાની આજ્ઞાનું પરિપાલનઃ કરાવતો દૈવીલોક મધ્યે વિરાજમાન થઇ સામ્રાજ્ય ચલાવે છે. १० (१७)

अतोविश्वान्यद्भुताचिकित्वाँअभिपश्यति ।
कृतानियाचकर्त्वा ॥ ११ ॥

प०— अतः । विश्वानि । अद्भुता । चिकित्वान् । अभि । पश्यति । कृतानि । या । च । कर्त्वा ॥ ११ ॥

अ०—આ રીતે, પૂર્વે (વરુણે) જે કાંઇ આશ્ચર્યકારક કર્મો કરેલાં તથા હવે પછી કરવાનાં તે સર્વેયને કેવળ પ્રજ્ઞાવાન્ પુરુષ જાણી શકે છે. ११

सनोविश्वाहासुक्रतुरादित्यःसुपथाकरत् ।
प्रणआयूंषितारिषत् ॥ १२ ॥

प०— सः । नः । विश्वाहा । सुऽक्रतुः । आदित्यः । सुऽपथा । करत् । प्र । नः । आयूंषि । तारिषत् ॥ १२ ॥

अ०—આ રૂડીબુદ્ધિવાળો અદિતિપુત્ર વરૂણ, સદાસર્વદા અમને સારા માર્ગે લઇ જાઓ. તે અમારૂં આયુષ્ય વૃદ્ધિંગત કરો. ૧૨

विभ्रंद्द्रापिंहिरण्ययंवरुणोवस्तनिर्णिजंम् ।
परिस्पशोनिषेदिरे ॥ १३ ॥

प०— विभ्रंत् । द्रापिम् । हिरण्ययम् । वरुणः । वस्तः । निःऽनिजंम् । परि । स्पशः । नि । सेदिरे ॥ १३ ॥

अ०—વરૂણદેવ સુવર્ણમય કવચ ધારણ કરતો પોતાના પુષ્ટ શરીરને આચ્છાદન કરે છે; હિરણ્યસ્પર્શી કિરણો ચોમેર પ્રસરેલાંછે. ૧૩

* नयंदिप्संन्तिदिप्सवोनद्रुह्वाणोजनांनाम् ।
नदेवमभिमांतयः ॥ १४ ॥

प०— न । यम् । दिप्संन्ति । दिप्सवः । न । द्रुह्वाणः । जनांनाम् । न । देवम् । अभिऽमांतयः ॥ १४ ॥

अ०—હિંસક શત્રુ જેની હિંસા કરી શકતા નથી; દ્રોહી મનુષ્યો જેનો દ્રોહ કરી શકતા નથી; જે દેવને પાપી પુરૂષો સ્પર્શી શકતા નથી. ૧૪

उतयोमानुषेष्वायशंश्चक्रेअसाम्या ।
अस्माकमुदरेष्वा ॥ १५ ॥ १८ ॥

प०— उत । यः । मानुषेषु । आ । यशंः । चक्रे । असांमि । आ । अस्माकंम् । उदरेषु । आ ॥ १५ ॥ १८ ॥

---

* पाप्मावाअभिमातिः । तै० सं० २-१-३.

अ०—વળી જેણે મનુષ્યોને અડધીપડધી નહીં પણ સંપૂર્ણ અન્ન સંપત્તિ અર્પણ કરેલી. જેણે અમારા ઉદર વિષે વિપુલ અન્ન ઘાલેલું. ૧૫ (૧૮)

परांमेयन्तिधीतयोगावोनगव्यूंतीरनुं ।
इच्छन्तीरुरुचक्षसम् ॥ १६ ॥

प०— परां । मे । यन्ति । धीतयः । गावः । न । गव्यूंतीः । अनुं ।
इच्छन्तीः । उरुऽचक्षसम् ॥ १६ ॥

अ०—ગાયો જેમ ગોષ્ઠસ્થાન (વાડા) પ્રત્યે ઉત્સુકતાથી પાછી વળે તેમ મ્હારી નિશ્ચળ પ્રાર્થનાઓ બહુદષ્ટવ્ય વરણ પ્રત્યે પ્રેમપુરિત થઇ વારંવાર વળે છે. ૧૬

संनुवोंचावहैपुनर्यतोंमेमध्वाभृंतम् ।
होतेंवक्षदंसेप्रियम् ॥ १७ ॥

प०— सम् । नु । वोचावहै । पुनः । यतः । मे । मधुं । आऽभृं-
तम् । होताऽइव । क्षदंसे । प्रियम् ॥ १७ ॥

अ०—આ મધુર સોમરસ મ્હારા જીવનાર્થ આણેલો છે. હોમકર્તાની પેઠે તું પણ આ હવિનું ભક્ષણ કર. તે પછી આપણે બન્ને લાંબો વખત બેસી પ્રિય વાર્તા કરીએ. ૧૭

दर्शंनुविश्वदंर्शतंदर्शंरथमधिक्षमिं ।
एताजुंषतमेगिरंः ॥ १८ ॥

प०— दर्शम् । नु । विश्वऽदंर्शतम् । दर्शम् । रथम् । अधि । क्षमिं ।
एताः । जुषत । मे । गिरंः ॥ १८ ॥

અ૦—સર્વદર્શનીય વરુણદેવનું મને નિશ્ચે દર્શન થયું. ભૂમિ વિષે તેનો રથ મેં લક્ષપૂર્વક જોયો. તેણે આ મ્હારી સ્તુતિઓનો સ્વીકાર કર્યો. ૧૮

इमंमेंवरुणश्रुधीहवंमुद्याचंमृळय ।
त्वामंवस्युराचंके ॥ १९ ॥

प०— इमम् । मे । वरुण । श्रुधि । हवंम् । अद्य । च । मृळय ।
त्वाम् । अवस्युः । आ । चके ॥ १९ ॥

અ૦—હે વરુણદેવ ! આ મ્હારી હાક સાંભળ અને આજે મને સુખમાં રાખ. રક્ષણેચ્છુ-હું ત્હારી અભિમુખ પ્રાર્થના કરૂંછું. ૧૯

त्वंविश्वस्यमेधिरद्विवश्चग्मश्चराजसि ।
सयामंनिप्रतिंश्रुधि ॥ २० ॥

प०— त्वम् । विश्वस्य । मेधिर । दिवः । च । ग्मः । च । राजसि ।
सः । यामंनि । प्रति । श्रुधि ॥ २० ॥

અ૦—હે બુદ્ધિમાન્ વરુણદેવ ! દ્યુલોક તથા ભૂલોક ઉપર ત્હારી જ સત્તા છે. સર્વ વિશ્વમાં તુંજ વિરાજમાન છે. તે તું મ્હારૂં અવશ્ય રક્ષણ કરીશ એમ મને પ્રત્યુત્તર દે. ૨૦

उदुत्तमंमुमुग्धिनोविपाशंमध्यमंचृत ।
अवाधमानिजीवसें ॥ २१ ॥ १९ ॥

प०— उत् । उत्ऽतमम् । मुमुग्धि । नः । वि । पाशम् । मध्यमम् । चृत । अवं । अधमानि । जीवसें ॥ २१ ॥ १९ ॥

१६ महिना = મહિમા વડે.
१७ पत्सुतःशीः = पादस्याधःशयानः = પાદ નીચે શયન કરનાર=જમીનદોસ્ત.
१८ सूः = માતા.
१९ दानुः = दानवी = વૃત્રમાતા. ( दो अवखण्डने ).
२० निण्यम् = निर्नामधेयम् = નનામું.
२१ काष्ठानां = अपां = જળ.
२२ दासपत्नीः = विश्वोपक्षयहेतु ( दास ) वृत्रः पतिर्यासांताः = વૃત્રે તાબે રાખેલ. ( दसुउपक्षये ).
२३ वारः = વાળ.
२४ सृकः = વજ્ર.
२५ सर्तवे = सर्तुं = વહેવા.
२६ तन्यतुः = ગર્જના.
२७ मिहम् = सेचनम् = વૃષ્ટિ. मिहसेचने ).
२८ ह्रादुनिम् = વજ્ર.
२९ अपरीभ्यः = अपरिभ्यः બીજી.
३० यातारं = હણનાર.
३१ रजांसि = જળ.
३२ यात = गच्छतः जंगमस्य = જંગમ પદાર્થનો.
३३ अवसितस्य = पकत्रैवावस्थितस्यस्थावरस्य = સ્થાવર પદાર્થનો
३४ शमस्य = શાન્તનો.



॥ श्रीगणेशायनमः ॥

# અધ્યાય ૩

यस्यनिःश्वसितंवेदायोवेदेभ्योखिलंजगत् ।
निर्ममेतमहंवन्देविद्यातीर्थमहेश्वरम् ॥

**અ૦**—વેદો જેના નિશ્વાસ છે, વેદોમાંથી જેણે અખિલ જગતને નિર્માણ કર્યું છે તે વિદ્યાતીર્થ-મહેશ્વરને હું વંદન કરું છું.

## सूक्त ३३.

ઋષિઃ-હિરણ્યસ્તૂપ આંગિરસ, દેવતાઃ-ઇન્દ્ર; છન્દઃ-ત્રિષ્ટુભ્.

ओँ एतायामोपंगव्यन्तइन्द्रमस्माकंसुप्रमतिंवावृधाति ।
अनामृणःकुविदादस्यरायोगवांकेतंपरमावर्जतेनः ॥ १ ॥

प०— आ । इत । अयाम । उपं । गव्यन्तः । इन्द्रम् । अस्माकम् । सु । प्रऽमतिम् । ववृधाति । अनामृणः । कुवित् । आत् । अस्य । रायः । गवाम् । केतम् । परम् । आऽवर्जते । नः ॥ १ ॥

અ૦—(દેવો પરસ્પર કહે છે):-(હે દેવો!) આવો. (પણિ અસુરે અપહરણ કરેલ) ગાયો પ્રાપ્ત કરવાની ઇચ્છા કરનાર આપણે ચાલો ઇન્દ્રની પાસે જઇએ. અહિંસ્ય એવો તે આપણને (ગોધન પ્રાપ્ત કરાવી) રૂડો અનુગ્રહ કરનાર છે. પછી તે ઇન્દ્ર આપણને આ ગોધન સંબંધી ઉત્કૃષ્ટ જ્ઞાન અધિક પ્રાપ્ત કરાવશે. ૧

उपेद्दहंधनदामप्रतीतंजुष्टांनश्येनोवसतिंपतामि ।
इन्द्रंनमस्यन्नुपमेभिरर्कैर्यःस्तोतृभ्योहव्योअस्तियामन् ॥ २॥

प०— उप । इत् । अहम् । धनऽदाम् । अप्रतिऽइतम् । जुष्टाम् । न । श्येनः । वसतिम् । पतामि । इन्द्रम् । नमस्यन् । उपऽमेभिः । अर्कैः । यः । स्तोतृऽभ्यः । हव्यः । अस्ति । यामन् ॥ २ ॥

अ०—જે પ્રમાણે શ્યેન પક્ષી પોતાના પૂર્વસેવિત નિવાસસ્થાન પ્રત્યે આદરપૂર્વક દોડી જાય તે પ્રમાણે હું ઉપમાનસ્થાનીય (ઉત્તમ) સ્તોત્રો વડે વંદન કરતો ઇન્દ્રની સમીપમાં અવશ્ય ત્વરાથી પ્રાપ્ત થાઉં છું. આ ઇન્દ્ર ધન દેનાર, શત્રુઓથી અજીત તથા જે, અનુધાતાઓના અનુગ્રહાર્થ યુદ્ધ વિષે આહ્વાન કરવા યોગ્ય છે. २

निसर्वसेनइषुधीँरसक्तसमर्योगाअजतियस्यवष्टिं ।
चोष्कूयमाणइन्द्रभूरिवाममापणिर्भूरस्मदधिप्रवृद्ध ॥ ३ ॥

प०— नि । सर्वऽसेनः । इषुऽधीन् । असक्त । सम् । अर्यः । गाः । अजति । यस्य । वष्टिं । चोष्कूयमाणः । इन्द्र । भूरि । वामम् । मा । पणिः । भूः । अस्मत् । अधि । प्रऽवृद्ध ॥३

अ०—સર્વ-સેનાધિપતિ ઇન્દ્રે બાણોનાં ભાથાં પીઠે ચઢાવ્યાં. સંપત્તિનો સ્વામી ઇન્દ્ર, જે (દેવ)ને ( ચોરાયલ ) ગાયો આપવાની ઇચ્છા કરે છે તેને તે રૂડી રીતે પ્રાપ્ત કરાવે છે. હે ઉત્કૃષ્ટ બુદ્ધિવાળા ઇન્દ્રદેવ! અમને પુષ્કળ ગોધન અર્પણ કર્યું. અમારા પ્રત્યે તું કૃપણ મ હો. ३

*वधीर्हि दस्युं धनिनं घनेनँ एकश्चरन्नुपशाकेभिरिन्द्र ।
धनोरधि विषुणक्ते व्यायन्नयज्वानः सनकाः प्रेतिमीयुः ॥ ४ ॥

प०— वधीः । हि । दस्युम् । धनिनम् । घनेन । एकः । चरन् ।
उपशाकेभिः । इन्द्र । धनोः । अधि । विषुणक् । ते । वि ।
आयन् । अयज्वानः । सनकाः । प्रऽइतिम् । ईयुः ॥ ४ ॥

अ०—હે ઇન્દ્રદેવ! સમીપવર્તી શક્તિમાન સહાયક (મરૂતો) યુક્ત એવા તેં એકલે ચાલી જઇને તે અત્યંત સંપત્તિમાન્ ચોર (વૃત્ર)ને કઠિન વજ્ર વડે હણ્યો. તે વૃત્રના યજ્ઞહીન સનક નામના અનુચરો ચોમેર ચઢી આવી ત્હારા ધનુષ ઉપર તુટી પડ્યા અને મરણ પામ્યા. ૪

परा चिच्छीर्षा ववृजुस्त इन्द्रायज्वानो यज्वभिः स्पर्धमानाः ।
प्र यद्दिवो हरिवः स्थातरुग्र निरव्रताँ अधमो रोदस्योः ॥ ५ ॥

प०— परा । चित् । शीर्षा । ववृजुः । ते । इन्द्र । अयज्वानः ।
यज्वऽभिः । स्पर्धमानाः । प्र । यत् । दिवः । हरिऽवः ।
स्थातः । उग्र । निः । अव्रतान् । अधमः । रोदस्योः ॥ ५
॥ १ ॥

अ०—હે હરિદ્વર્ણ અશ્વયુક્ત ઇન્દ્રદેવ! હે સ્થિર (યુદ્ધ-વિષે પલાયન ન કરનાર) શૂરા દેવ! જ્યારે વ્રતહીન વૃત્રાનુચરોને તેં આકાશ, સ્વર્ગ અને પૃથિવીમાંથી છેક ધમી કાઢ્યા ત્યારે યજ્ઞશીલ લોકોની બરોબર સ્પર્ધા કરનાર તે યજ્ઞહીન અનુચરો મોઢાં ફેરવી નાશી ગયા. ५

---

* मरुतो हैनं नाजहुः मरुद्भगणो जहिवीर यस्य स्वेत्यं वेनमेर-
तांयावं पदृग्तउपातिष्ठन्त । ऐ० ब्रा० ३. २०. ।

*अयुयुत्सन्ननवद्यस्य सेनामयातयन्त क्षितयो नवग्वाः ।
वृषायुधो न वध्रयो निरष्टाः प्रवद्भिरिन्द्राच्चितयन्त आयन् ॥ ६ ॥

प०—अयुयुत्सन् । अनवद्यस्य । सेनाम् । अयातयन्त । क्षितयः । नवऽग्वाः । वृषऽयुधः । न । वध्रयः । निःऽअष्टाः । प्रवत्ऽभिः । इन्द्रात् । चितयन्तः । आयन् ॥ ६ ॥

अ०—જ્યારે તેમણે ( વૃત્રાનુચરોએ ) પવિત્ર ઇન્દ્રની સેના સાથે યુદ્ધ કરવાની ઇચ્છા કરી ત્યારે સ્તોતવ્ય ચરિત્રવાળા મનુષ્યોએ યદા ( અંગિરસ પ્રભૃતિએ ) ઇન્દ્રને ( યુદ્ધાર્થ અનેક કર્મો વડે ) પ્રોત્સાહિત કર્યો; ( ઇન્દ્ર યુદ્ધ કરવા તત્પર થતાં ) બળવાન પુરૂષની સાથે નપુંસક લડે તે પ્રમાણે પરાભવ પામી તેઓ પોતાની નબળાઇ દર્શાવી ઇન્દ્ર પાસેથી સુશકય માર્ગે દૂર પલાયન કરી ગયા. ६

त्वमेतान्रुदतो जक्षतश्चायोधयो रजस इन्द्र पारे ।
अवादहो दिव आ दस्युमुच्चा प्र सुन्वतः स्तुवतः शंसमावः ॥ ७ ॥

प०— त्वम् । एतान् । रुदतः । जक्षतः । च । अयोधयः । रजसः । इन्द्र । पारे । अव । अदहः । दिवः । आ । दस्युम् । उच्चा । प्र । सुन्वतः । स्तुवतः । शंसम् । आवः ॥ ७ ॥

अ०—હે ઇન્દ્રદેવ ! તેં તે રડનાર અને ભક્ષણ કરનાર અથવા હસનાર અનુચરો સાથે યુદ્ધ કરી તેમને અંતરિક્ષની પાર હાંકી કાઢયા. વૃત્રને દ્યુલોકમાંથી ખેંચી કાઢી છેક બાળી ફેંકી દીધો. સોમ અર્પણ કરનાર તથા સ્તુતિ કરનાર ( યજમાનના ) ના સ્તોત્રનું તેં રૂડી રીતે રક્ષણ કર્યું. ७

---

* नवग्वासः सुतसोमास इन्द्रम् । ऋ. सं. ४-१-२९.

*चक्राणासःपरीणहंपृथिव्याहिरण्येनमणिनाशुंभमानाः ।
नहिन्वानासस्तितिरुस्तइन्द्रंपरिस्पशोअदधात्सूर्येण ॥ ८ ॥

प० — चक्राणासः । परिणहम् । पृथिव्याः । हिरण्येन । मणिना । शुंभमानाः । न । हिन्वानासः । तितिरुः । ते । इन्द्रम् । परि । स्पशः । अदधात् । सूर्येण ॥ ८ ॥

अ०—(મણિ આદિ) સુવર્ણાલંકાર વડે સુશોભિત, પૃથિવીનું ચોમેર આચ્છાદન કરનાર, વૃદ્ધિ પામનાર એવા તે (અનુચરો) ઇન્દ્રને જીતી શકયા નહિ. તેણે (ઇન્દ્રે) તે બાધક અનુચરોને આદિત્ય વડે આચ્છાદિત કર્યા. ૮

परियदिन्द्ररोदसीउभेअबुभोजीर्महिनाविश्वतःसीम् ।
अमन्यमानाँअभिमन्यमानैर्निर्ब्रह्मभिरधमोदस्युमिन्द्र ॥ ९ ॥

प०—परि । यत् । इन्द्र । रोदसी । उभे । अबुभोजीः । महिना । विश्वतः । सीम् । अमन्यमानान् । अभि । मन्यमानैः । निः । ब्रह्मभिः । अधमः । दस्युम् । इन्द्र ॥ ९ ॥

अ०—હે ઇન્દ્રદેવ! જ્યારે તેં ત્હારા મહિમા વડે પૃથિવી તથા સ્વર્ગનો પરિગ્રહ કરી ચોમેર સત્તા પ્રસ્થાપિત કરી ત્યારે હે ઇન્દ્રદેવ! મંત્રાર્થનું અનુધ્યાન કરવાને અશકત (કેવળ પાઠક) યજમાનો મ્હારા પોતાના જ છે મ્હારે તેમનું રક્ષણ કરવું જોઇએ આમ અભિમાન વડે યુકત થઇને તેં મંત્રો વડે વૃત્રાસુરને છેક ધમી કાઢ્યો. ( ફુંકી ફેંકી દીધો ). ૯

---

* आदित्योद्वेधोचन् पुरस्ताद्रक्षांस्यपहन्ति । तै. सं. २-६-६. ।

नयेदिवःपृथिव्याअन्तंमापुर्नमायाभिर्धनदांपर्यभूवन् ।
युजंवज्रंवृषभश्चक्रइन्द्रोनिर्ज्योतिषातमसोगाअदुक्षत् ॥१०॥२॥

प० — न । ये । दिवः । पृथिव्याः । अन्तम् । आपुः । न । मायाभिः । धनदाम् । परिऽअभूवन् । युजम् । वज्रम् । वृषभः । चक्रे । इन्द्रः । निः । ज्योतिषा । तमसः । गाः । अधुक्षत् ॥ १०॥२

अ० — જે (વૃત્રાસુરે નિરોધેલ હોવાથી) દ્યુલોકમાંથી પડીને ભૂમિસ્થાનને પામેલાં નહિ અને તેથીજ સસ્યોપકારક (અન્નવૃદ્ધિ) કર્મ વડે પૃથિવીને ચોમેર વ્યાપ્ત કરી શકયાં નહિ તેજ ઉદકો, વીર્યવાન્ ઇંદ્રે જ્યારે (મેઘ-ભેદનાર્થ) દેદીપ્યમાન વજ્ર હાથમાં લીધું ત્યારે અંધકારરૂપ મેઘોમાંથી નીકળી છેક વહેવા લાગ્યાં. ૧૦ (૨)

अनुस्वधामक्षरन्नापोअस्यावर्धतमध्यआनाव्यानाम् ।
सध्रीचीनेनमनसातमिन्द्रओजिष्ठेनहन्मनाहन्नभिद्यून् ॥ ११ ॥

प० — अनु । स्वधाम् । अक्षरन् । आपः । अस्य । अवर्धत । मध्ये । आ । नाव्यानाम् । सध्रीचीनेन । मनसा । तम् । इन्द्रः । ओजिष्ठेन । हन्मना । अहन् । अभि । द्यून् ॥ ११ ॥

अ० — ઇન્દ્રની અન્નવ્રીહિ આદિ વાટે જળનો પ્રવાહ વહેવા લાગ્યો. નાવ ચાલે તેવી મહાનદીમાં વૃત્ર ચોમેર વૃદ્ધિંગત થયો. એટલે ઇન્દ્રે તેની પાછળ પડનાર વૃત્રને અત્યંત પ્રબળ ઘાતક વજ્ર વડે કેટલાયક દિવસે ઠાર માર્યો. ૧૧

न्याविध्यदिलीबिशस्यदृळ्हाविशृङ्गिणमभिनच्छुष्णमिन्द्रः ।
यावत्तरोमघवन्यावदोजोवज्रेणशत्रुमवधीःपृतन्युम् ॥ १२ ॥

प०— नि । अविध्यत् । इलाविशस्य । दृह्ला । वि । शृङ्गिणम् । अभिनत् । शुष्णम् । इन्द्रः । यावत् । तरः । मघवन् । यावत् । ओजः । वज्रेण । शत्रुम् । अवधीः । पृतन्युम् ॥ १२ ॥

अ०— ઇન્દ્રે ભૂમિના દર વિષે શયન કરનાર ( વૃત્રે ) રૂંધેલાં ઉદકોને યદ્દા, પ્રબળ સૈન્યોને વિંધ્યાં. શૃંગસમાન આયુધવાળા, જગતના શોષણ કરનાર ( વૃત્ર ) ને વિવિધ રીતે માર્યો. હે ધનવંતા દેવ ! તેં જેટલો ત્હારો વેગ છે, જેટલું ત્હારૂં બળ છે તે વડે યુક્ત થઇ યુદ્ધેચ્છુ શત્રુને ( વૃત્રને ) હણ્યો. ૧૨

अभिसिध्मोअजिगादस्यशत्रून्वितिग्मेनवृषभेणापुरोभेत् ।
संवज्रेणासृजद्वृत्रमिन्द्रःप्रस्वांमतिमतिरच्छाशदानः ॥ १३ ॥

प०— अभि । सिध्मः । अजिगात् । अस्य । शत्रून् । वि । तिग्मेन । वृषभेण । पुरः । अभेत् । सम् । वज्रेण । असृजत् । वृत्रम् । इन्द्रः । प्र । स्वाम् । मतिम् । अतिरत् । शाशदानः ॥ १३ ॥

अ०— આ ઇન્દ્રનું સાધક વજ્ર શત્રુઓ પ્રત્યે જઇ પડયું. ઇન્દ્રે પોતાના તીક્ષ્ણ, શ્રેષ્ઠ આયુધ વડે ( વજ્રવડે ) વૃત્રનાં નગરો વિવિધ રીતે ભેદી નાખ્યાં. ઇન્દ્રે વૃત્રને વજ્ર સાથે ભેટાડ્યો. વૃત્રને હણી પોતાની હોંસ પૂર્ણ કરી. ૧૩

आवःकुत्समिन्द्रयस्मिञ्चाकन्प्रावोयुध्यन्तंवृषभंदशद्युम् ।
शफच्युतोरेणुर्नक्षतद्यामुच्छ्वैत्रेयोनृषाह्यायतस्थौ ॥ १४ ॥

प०— आर्वः । कुत्सम् । इन्द्र । यस्मिन् । चाकन् । प्र । आवः ।
युध्यन्तम् । वृषभम् । दशद्युम् । शफऽच्युतः । रेणुः ।
नक्षत । द्याम् । उत् । श्वैत्रेयः । नृऽसह्याय । तस्थौ ॥१४॥

अ०—હે ઇન્દ્રદેવ ! જે કુત્સ ઋષિ ઉપર ત્હારો પ્રેમ હતો તેનું તેં રક્ષણ કર્યું. યુદ્ધ કરનાર શ્રેષ્ઠ ગુણવાળા દશદ્યુ ઋષિનું તેં રૂડી રીતે રક્ષણ કર્યું. ( ત્હારા ઘોડાની ) ખરીઓમાંથી ઉડતી ધૂળ દ્યુલોક પર્યંત જઇ પહોંચી. ( શ્વિત્રાનો પુત્ર ) શ્વૈત્રેય ( પૂર્વે શત્રુભયથી જળ વિષે નિમગ્ન રહેલો તે ( ત્હારા અનુગ્રહ વડે) જળ બ્હાર આવી લોકો તેની સત્તા સહન કરે તેવી યોગ્યતાને પામ્યો. ૧૪

आवः शमं वृषभं तुग्र्यासु क्षेत्रजेषे मघवञ्छ्वित्र्यं गाम् ।
ज्योक्चिदत्र तस्थिवांसो अक्रञ्छत्रूयतामधरा वेदनाकः ॥१५॥३॥

प०—आवः । शमम् । वृषभम् । तुग्र्यासु । क्षेत्रऽजेषे । मघऽवन् ।
श्वित्र्यम् । गाम् । ज्योक् । चित् । अत्र । तस्थिऽवांसः ।
अक्रन् । शत्रुऽयताम् । अधरा । वेदना । अकरित्यकः ॥
१५ ॥ ३ ॥

અ०—હે ધનવંતા ઇન્દ્રદેવ ! તેં ( શત્રુઓ સાથે યુદ્ધ વેળાયે ) શાંત, શ્રેષ્ઠ, જળ વિષે નિમગ્ન એવા શ્વિત્રાપુત્રનું ક્ષેત્ર પ્રાપ્ત્યર્થ સંરક્ષણ કર્યું. આ યુદ્ધ વિષે ચિરકાળ પર્યંત અમારા શત્રુરૂપે અવસ્થિત થઇ જેણે શત્રુપણું કર્યું છે તે શત્રુઓને તું નિકૃષ્ટ. દુઃખ સંપાદન કર્યું. ૧૫ (૩૭)

## सूक्त ३३.

१ अनामृणः = हिंसकरहितः सन् = અ-હિંસ્ય.
२ केतम = ઉત્કૃષ્ટજ્ઞાન. ( कितज्ञाने )
३ आवर्जते = અધિક પ્રાપ્ત કરાવશે.
४ गव्यन्तः = गाः प्राप्तुमिच्छन्तः = ગાયો પ્રાપ્ત કરવાની ઇચ્છા કરનાર.
५ यातन् = યુદ્ધ વિષે. ( याप्रापणे ).
६ उपेत् = उपाप्नोम्येव = સમીપમાં અવશ્ય પ્રાપ્ત થાઉં છું.
७ अर्यः = ( સંપત્તિને ) સ્વામી.
८ धामं = ગોધન.
९ चोष्कूयमाणः = अस्मभ्यं प्रयच्छन् = અમને અર્પણ કર્યું. ( स्कुञ् आप्रवणे ).
१० वष्टि = ઇચ્છા કરે છે. ( वश कान्तौ ).
११ दस्युं = ચોર.
१२ उपशाकेभिः = समीपवर्तिभिः शक्तियुक्तैः = સમીપવર્તી શક્તિમાન સહાયક. ( शक्लृशक्तौ ).
१३ विपुणक् = विविधं नाशमुद्दिश्य यद्वा विष्वक् सर्वतः = ચોમેર. ( अच् ).
१४ प्रेतिं = મરણ.
१५ स्यातः = स्थितियुक्तयुद्धेपलायनरहितः = સ્થિર; યુદ્ધ વિષે પલાયન ન કરનાર.
१६ नवग्वाः = नवनीतगतयःस्तोतव्यचरित्राःयध्वाअंगिरसांमध्यमासीनानांमध्येयेनवभिर्मासैरवाप्तफलाःउत्थिताः = નવનીત ગતિવાળા; સ્તોતવ્ય ચરિત્રવાળા; યદ્વા, યજ્ઞ વિષે

બેસનાર અંગિરાઓ મધ્યે નવ મહિને ફળ પ્રાપ્ત કરી ઉત્થાન કરનારા. ( नवभिर्मासैर्गच्छन्ति इति ).

१७ प्रवद्भिः = प्रवणैः ( मार्गैः ) = પલાયન કરવાને સુશકય. ( वनसवणसंभक्तौ ).

१८ क्षितयः = મનુષ્યો.

१९ निरशाः = निराकृताः = પલાયન કરી ગયા (अशूव्याप्तौ).

२० जक्षतः = ભક્ષણ કરનાર અથવા હસનાર. ( जक्षभक्षणहसनयोः )

२१ परीणह = આચ્છાદન.

२२ शुंभमानाः = સુશોભિત.

२३ हिन्वानासः = વૃદ્ધિ પામનાર ( हिगतौवृद्धौच ).

२४ स्पशः = બાધક વૃત્રાનુચરોને.

२५ तितिरुः = જીતવાને સમર્થ થયા.

२६ सीम = ચોમેર.

२७ अमन्यमानान् = મન્ત્રાર્થનું અધ્યાન કરવાને અશક્ત (કેવળ પાઠક ).

२८ गाः = ગમનશીલ ઉદકો.

२९ स्वधाम् = અન્નવ્રીહિ આદિ.

३० सध्रीचीनेन = सहगच्छता = પાછળ પડનાર (सहअञ्चति = सध्र्यङ् )

३१ हन्मना = ઘાતક.

३२ इलीबिशस्य = इलायाभूमेर्बिलेशयानस्य = ભૂમિના દર વિષે શયન કરનારનાં.

३३ दृह्ला = દૃંધેલાં; પધ્વા, પ્રબળ.

३४ तरः = વેગ.

३५ शुष्णं = (જગતના) શોષણ કરનાર (शुषशोषणे).

३६ सिष्मः = સાધક. ( षिधुसंराद्धौ ).
३७ शाशदानः = હણી ( शद्लृशातने ).
३८ नक्षत = પ્રાપ્ત કરે છે. ( णक्षगतौ ).
३९ चाकन् = स्तुतिकामयानः = સ્તુતિની કામના કરતો. ( चकतृप्तौ ).
४० क्षेत्रजेषे = ક્ષેત્રપ્રાપ્ત્યર્થ. ( जेषृगतौ ).
४१ नृसह्याय = પુરૂષો વડે સોઢવ્ય.
४२ तुग्र्यासु = જળ વિષે ( तुग्र्येअन्तरिक्षेमाषः )
४३ गाम् = गतम् = મગ્ન.
४४ अधरा = નિકૃષ્ટ.
४५ अकः = સંપાદન કર્યું.

---

## सूक्त ३४.

ઋષિઃ—હિરણ્યસ્તૂપ આંગિરસ; દેવતાઃ—અશ્વિન્ દેવતા. છન્દઃ—૯-૧૨ ત્રિષ્ટુભ્, અવશિષ્ટ જગતી.

*त्रिश्चिन्नोअद्याभवतंनवेदसाविभुर्वांयामउतरातिरश्विना ।
युवोर्हियन्त्रंहिम्येववाससोभ्यायंसेन्याभवतंमनीषिभिः ॥ १ ॥

प०— त्रिः । चित् । नः । अद्य । भवतम् । नवेदसा । विऽभुः । वाम् । यामः । उत । रातिः । अश्विना । युवोः । हि । यन्त्रम् । हिम्याऽइव । वाससः । अभिऽआयंसेन्या । भवतम् । मनीषिऽभिः ॥ १ ॥

અ૦—હે બુદ્ધિશાલી અગ્નિદેવ ! આ યાગકર્મમાં તમે ત્રણે વેળાયે આગમન કરો. તમારો રથ સર્વવ્યાપક તથા વૈભવયુકત છે. રાતદિવસની પેઠે તમે બન્ને એકત્ર સંલગ્ન છો. તમે બુદ્ધિશાલી ઋત્વિજોને છેક અધીન હો. ૧

त्रयःपुवयोमधुवाहनेरथेसोमस्यवेनामनुविश्वइद्विदुः ।
त्रयःस्कंभासःस्कभितासआरभेत्रिर्नक्तंयाथस्त्रिर्वश्विनादिवा॥२॥

प०— त्रयः । पुवयः । मधुवाहने । रथे । सोमस्य । वेनाम् । अनु । विश्वे । इत् । विदुः । त्रयः । स्कंभासः । स्कभितासः । आरभे । त्रिः । नक्तम् । याथः । त्रिः । ऊम् । अश्विना । दिवा ॥ २ ॥

અ૦—તમારા મધુર અન્નને વહન કરનારા રથને ત્રણ ચાકો છે. જ્યારે સોમનો વેનાની સાથે વિવાહ થયેલો ત્યારે અશ્વીદેવો આજ રથમાં આરોહણ કરીને ગયેલા એ વાત સર્વે દેવોને સુવિદિત છે. હસ્તાલંબનાર્થ આ રથ ઉપર ત્રણ સ્તંભો (ખાંભા) સ્થાપન કરેલા છે. હે અશ્વીદેવો ! ( આ રથમાં બેસીને ) તમો રાતદિવસ ત્રણ ત્રણવાર પરિભ્રમણ કરો છો. ૨

समानेअहन्त्रिरवद्यगोहनात्रिरद्ययज्ञंमधुनामिमिक्षतम् ।
त्रिर्वाजवतीरिषोअश्विनायुवंदोषाअस्मभ्यमुषसश्चपिन्वतम् ॥३॥

प०— समाने । अहन् । त्रिः । अवद्यगोहना । त्रिः । अद्य । यज्ञम् । मधुना । मिमिक्षतम् । त्रिः । वाजवतीः । इषः ।

---

* સવનત્રયની અપેક્ષાએ ત્રણવાર, અથવા તો ત્રણવાર આવો એમ કહીને તેમના પ્રત્યે અધિક આદર પ્રગટ કરે છે.

अश्विना । युवम् । दोषाः । अस्मभ्यम् । उषसः । च । पिन्वतम् ॥ ३ ॥

अ०—હે અશ્વીદેવો ! તમે એકજ દિવસમા ત્રણ વેળા (અનુષ્ઠાનગત) દોષોનું સંવરણ ( ઢાંકણ ) કરનાર છો. આજે અમારા હવિ ઉપર ત્રણ વેળા મધુસિંચન કરો. તમે રાતદિવસ ત્રણ ત્રણ વેળા અમને પુષ્ટિકારક અન્ન વરસાવો. ૩

त्रिर्वर्तिर्यातंत्रिरनुंव्रतेजनेत्रिःसुंप्राव्येत्रेधेवशिक्षतम् ।
त्रिर्नान्द्यंवहतमश्विनायुवंत्रिःपृक्षोअस्मेअक्षरेवपिन्वतम् ॥ ४ ॥

प०— त्रिः । वर्तिः । यातम् । त्रिः । अनुंऽव्रते । जने । त्रिः । सुप्रऽअव्ये । त्रेधाऽइव । शिक्षतम् । त्रिः । नान्द्यम् । वहतम् । अश्विना । युवम् । त्रिः । पृक्षः । अस्मे । अक्षराऽइव । पिन्वतम् ॥ ४ ॥

अ०—હે અશ્વીદેવો ! ત્રણ વેળા અમારે ઘેર જાઓ. અમને અનુસરનારા મનુષ્યોને ત્યાં ત્રણ વેળા જાઓ અને અનુષ્ઠાનનો ઉપદેશ કરો. નન્દનીય (સંતોષકારક) વૈભવ અમને ત્રણ વેળા અર્પણ કરો. વૃષ્ટિ જેમ ઉદકદાન કરે છે તેમ તમે અમને ત્રણ વેળા અન્નદાન કરો ૪

त्रिर्नोरयिंवहतमश्विनायुवंत्रिर्देवतातात्रिरुतावतंधियः ।
त्रिःसौभगत्वंत्रिरुतःश्रवांसिनस्त्रिष्ठंवांसूरेंदुहितारुहद्रथम् ॥५॥

प०— त्रिः । नः । रयिम् । वहतम् । अश्विना । युवम् । त्रिः । देवऽताता । त्रिः । उत । अवतम् । धियः । त्रिः । सौभ-

गुहऽत्यम् । त्रिः । उत । श्रवींसि । नः । त्रिऽस्थम् । वाम् । सूरे । दुहिता । आ । रुहत् । रथम् ॥ ९ ॥

અ૦—હે અશ્વીદેવો ! તમે અમને ત્રણવાર સંપત્તિ અર્પણ કરો. દેવકર્મ વિષે ત્રણવાર આગમન કરો. વળી અમારી બુદ્ધિનું ત્રણવાર રક્ષણ કરો. ત્રણવાર સૌભાગ્ય અર્પણ કરો. ત્રણવાર અન્ન અર્પણ કરો. તમારા ત્રિચક્રી ( ત્રણ ચાકવાળા ) રથ ઉપર સૂર્યકન્યા આરૂઢ થઇ છે. ૫

त्रिर्नोअश्विनादिव्यानिभेषजात्रिःपार्थिवानित्रिरुदत्तमद्भ्यः । ओमानंशंयोर्ममकायसूनवेत्रिधातुशर्मवहतंशुभस्पती ॥६॥४॥

प०— त्रिः । नः । अश्विना । दिव्यानि । भेषजा । त्रिः । पार्थिवानि । त्रिः । ऊम् । दत्तम् । अत्ऽभ्यः । ओमानम् । शमऽयोः । ममकाय । सूनवे । त्रिऽधातु । शर्म । वहतम् । शुभः । पती ॥ ६ ॥ ४ ॥

અ૦—હે અશ્વીદેવો ! તમે અમને દિવ્ય અને પાર્થિવ ઔષધિઓ ત્રણ ત્રણવાર અર્પણ કરો. અંતરિક્ષમાંથી પણ ત્રણવાર ઔષધિઓ અર્પણ કરો. શંયુ ( બૃહસ્પતિ પુત્ર )ને અર્પણ કરેલ સુખપ્રસાદ મારા પુત્રને અર્પણ કરો. હે રૂડી ઔષધિના અધિપતી ( પાલકો ) ! અમને ત્રિધાતુ ( વાત, પિત્ત અને શ્લેષ્મને શમન કરનાર ) સુખ અર્પણ કરો. ૬ (૪)

त्रिर्नोअश्विनायजतादिवेदिवेपरित्रिधातुपृथिवीमशायतम् । तिस्रोनासत्यारथ्यापरावतआत्मेववातःस्वसराणिगच्छतम् ७॥

प०— त्रिः। नः। अश्विना। यजता। दिवेऽदिवे। परि। त्रिऽधातु। पृथिवीम्। अशायतम्। तिस्रः। नासत्या। रथ्या। पराऽवतः। आत्माऽइव। वातः। स्वसराणि। गच्छतम् ॥ ७ ॥

अ०—હે અશ્વીદેવો ! તમે દરરોજ ત્રણ વેળા યજન કરવા યોગ્ય છો. તમે અમારી વેદિ પ્રત્યે ચોમેર પ્રાપ્ત થઇ ત્રણ કક્ષ્યાવાળા દર્ભો ઉપર શયન કરો. હે રથસ્વામી સત્યવાન દેવો ! જેમ આત્મભૂત પ્રાણવાયુ શરીરમાં પ્રવેશ કરે છે તેમ તમે અતિશય દૂર પ્રદેશમાંથી આવી ત્રણ વેદિઓ (ઐષ્ટિક, પાશુક તથા સૌમિક) પ્રત્યે પ્રયાણ કરો. ૭

*त्रिरश्विना सिन्धुभिः सप्तमातृभिस्त्रय आहावास्त्रेधा हविष्कृतम्। तिस्रः पृथिवीरुपरि प्रवा दिवो नाकं रक्षेथे द्युभिरक्तुभिर्हितम् ॥८॥

प०— त्रिः। अश्विना। सिन्धुऽभिः। सप्तमातृऽभिः। त्रयः। आऽहावाः। त्रेधा। हविः। कृतम्। तिस्रः। पृथिवीः। उपरि। प्रवा। दिवः। नाकम्। रक्षेथे। द्युऽभिः। अक्तुऽभिः। हितम् ॥ ८ ॥

अ०—હે અશ્વીદેવો ! (ગંગા આદિ) સાત નદીમાતાનાં (વસતીવરીનામક) સ્યન્દનશીલ જળ વડે, ત્રણવાર સોમરસ કાઢેલો છે. (દ્રોણકલશાદિક) ત્રણ પાત્રો તૈયાર છે. (સોમાખ્ય) હવિ ત્રણ પ્રકારે તૈયાર કર્યું છે. તમે પૃથ્વી આદિ ત્રણે પ્રદેશની ઉપર પરિભ્રમણ કરીને દિવસે ઉદય પામો અને રાત્રે અસ્ત

* अष्टौकृत्वोभिपुणोतिपकादशकृत्वोद्वितीयंद्वादशकृत्वस्तृतीयम्। तै० सं० ६-४-२।

પામે તેવી, વ્યવસ્થાવાળા દ્યુલોકવર્તી, આદિત્યનું રક્ષણ કરનાર છો. ૮

कऺत्रीचक्रात्रिवृतोरथस्यकऺत्रयोवंधुरोयेसनीळाः ।
कदायोगोवाजिनोरासभस्ययेनयज्ञंनासत्योपयाथः ॥ ९ ॥

प०— क्वं । त्री । चक्रा । त्रिऽवृतः । रथस्य । क्वं । त्रयः । वंधुरः । ये । सऽनीळाः । कदा । योगः । वाजिनः । रासभस्य । येन । यज्ञम् । नासत्या । उपऽयाथः ॥ ९ ॥

अ०—હે સત્યવાન અશ્વીદેવો! તમારા ત્રિકોણી રથનાં ત્રણ ચાકો ક્યાં છે? રથ ઉપરની બેઠકનાં ત્રણ કાષ્ઠો ક્યાં છે? જે રથ વડે તમે યજ્ઞ પ્રત્યે પ્રાપ્ત થાઓ છો તે રથે બળવાન અશ્વસ્થાનીય ગર્દભને ક્યારે જોડ્યા? ૯

आनासत्यागच्छतंहूयतेहविर्मध्वःपिबतंमधुपेभिरासभिः ।
युवोर्हिपूर्वंसवितोपसोरथमृतायचित्रंघृतवन्तमिष्यति ॥ १० ॥

प०— आ । नासत्या । गच्छतम् । हूयते । हविः । मध्वः । पिबतम् । मधुपेभिः । आसऽभिः । युवोः । हि । पूर्वम् । सविता । उपसः । रथम् । ऋताय । चित्रम् । घृतऽवन्तम् । इष्यति ॥ १० ॥

अ०—હે સત્યવાન અશ્વીદેવો! તમે અહીં આવો. અમે તમને હવિ અર્પણ કરતા જઈએ છીએ. તમે મધુર-પેય-પાનાર મુખો વડે મધુર સોમરસનું પ્રાશન કરો નિશ્ચે, સૂર્ય તમારા વિચિત્ર (અક્ષાંજન સાધનરૂપ) ઘૃતયુક્ત રથને ઉષાકાળ પૂર્વે યજ્ઞાર્થે પ્રેરે છે. ૧૦

आनांसत्यात्रिभिरेकाद्शैरिहदेवेभिर्यातंमधुपेयंमश्विना ।
प्रायुस्तारिष्टंनीरपांसिमृक्षतंसेधंतंद्वेषोभवंतसचाभुवा ॥ ११ ॥

प०— आ । नासत्या । त्रिऽभिः । एकाऽदशैः । इह । देवेभिः । यातम् । मधुऽपेयम् । अश्विना । प्र । आयुः । तारिष्टम् । निः । रपांसि । मृक्षतम् । सेधतम् । द्वेषः । भवतम् । सचाऽभुवा ॥ ११ ॥

અ૦—હે સત્યવાન અશ્વીદેવો ! તમે તેત્રીશ દેવો સહ અહીં મધુર પેય પ્રત્યે આગમન કરો. અમારું આયુષ્ય પ્રવૃદ્ધ કરો. અમારાં પાતકો છેક શોધી (ધોઇ) નાંખો. અમારા શત્રુઓનો નિરોધ. કરો. તમે અમારા સહાય્યકર્તા હો. ૧૧

आनोंअश्विनात्रिवृतारथेनार्वांचंरयिंवहतंसुवीरम् ।
शृण्वन्तांवामवसेजोहवीमिवृधेचंनोभवतंवाजसातौ ॥१२॥५॥

प०— आ । नः । अश्विना । त्रिऽवृता । रथेन । अर्वाञ्चम् । रयिम् । वहतम् । सुऽवीरम् । शृण्वन्ता । वाम् । अवसे । जोहवीमि । वृधे । च । नः । भवतम् । वाजऽसातौ ॥१२॥

અ૦—હે અશ્વીદેવો ! ત્રણે લોકમાં પ્રવૃત્તિ કરનાર રથ વડે રૂડી વીર્યશાલી ( પુત્રભૃત્યાદિયુક્ત ) સંપત્તિ અમારી પાસે આણી લાવો. અમારી પ્રાર્થના સાંભળનાર એવા તમને હું અમારા રક્ષણાર્થ આહ્વાન કરૂં છું. અમારા યુદ્ધ મધ્યે (અમારા પક્ષને) પ્રબળ કરનાર હો. ૧૨(૫)

## सूक्त ३४.

१ नवेदसा = મેધાવી = બુદ્ધિશાલી.
२ रातिः = દાન.
३ हिम्या = હિમયુકત.
४ वाससः = सूर्यरश्म्याच्छादनयुक्तस्य वासरस्य = દિવસ.
५ अभ्यायंसेन्या = अभितः नियन्तव्यौ अनुग्रहवशात्तदधीनौ = આધીન.
६ यामः = याम्यते अनेन इति यामः = રથ.
७ स्कंभासः = સ્તમ્ભો. ( इभिस्कुभिगतिप्रतिबन्धे स्कम्भन्ते प्रतिबद्धा भवन्ति इति. )
८ स्कभितासः = સ્થાપિત.
९ अवधगोहना = अवघगूहयितारौ = દોષોને ઢાંકનાર. ( गुहू संवरणे ).
१० वर्तिः = वर्तनसाधनगृहम् = ઘર (वर्ततअत्रवर्तिर्गृहम्).
११ नाग्यम् = संतोषकरंफलम् = નન્દનીય = સન્તોષકારક ફલ.
१२ पृक्षः = અન્ન. ( पृचीसम्पर्के ).
१३ अक्षराः = अक्षराणि = ઉદક.
१४ देवताता = देवतातौ = देवैर्युक्ते कर्मणि = દેવકર્મ વિષે.
१५ त्रिवृं = चक्रत्रयेवस्थितं = ત્રિચક્રી.
१६ सूरे = સૂર્યની ( षूप्रेरणे .
१७ अश्मयः = અંતરિક્ષમાંથી.
१८ ओमानं = સુખપ્રસાદ ( अय् ).
१९ त्रिधातु = कक्ष्यात्रययुक्त = ત્રણ કક્ષ્યાવાળા ( त्रेधाधीयते निधीयते इति त्रिधातु ).
२० स्वसराणि = શરીરો ( सरन्तिगच्छन्तीतिसरा इन्द्रियाणि स्वकीयाः सरायेषां शरीराणां ).

२१ आहावाः = कूपसदृशापात्रविशेषाः = પાત્રો.
२२ यजता = यष्टव्यौ = યજન કરવા યોગ્ય.
२३ नासत्या = सत्सुसाधौनसत्यौ असत्यौ न असत्यौ सत्यावेव नासत्यौ = સત્યવાન ( नि० ६-२३ । ).
२४ सिन्धुभिः = સ્યન્દનશીલ.
२५ प्रथा = प्रयन्तौ गच्छन्तौ = પરિભ્રમણ કરીને. पुद्गगतौ).
२६ द्युभिः = अहोभिः = દિવસ સહ.
२७ अक्तुभिः = रात्रिभिः = રાત્રિ સહ.
२८ वन्धुरः = नीडबन्धनाधारः = નીડબંધનનું આધારભૂત.
२९ मनीळ्ाः = नीडगृहसदृशंरथस्य उपरिउपवेशनं स्थानं तेन सहवर्तन्ते ते काष्ठविशेषाः = રથની ઉપરની બેઠકનાં લાકડાં.
३० आसभिः = आस्यैः = મુખોવડે.
३१ रपांसि = પાતકો.
३२ सेधतम् = प्रतिषेधतम् = નિરોધ કરો ( षिधूगत्यां ).
३३ सचाभुवा = सहावस्थितौ = સહાયકર્તા.
३४ प्रतारिष्टम् = प्रवर्धयतं = પ્રવૃદ્ધ કરો. (तृप्लवनतरणयोः).
३५ अर्वाचम = અભિમુખ.
३६ मृक्षतम् = शोधयतं = ભુંસી નાખો. ( मृश आमर्शने ).
३७ जोहवीमि = આહ્વાન કરૂં છું. ( ह्वे ).
३८ वृधे = वर्धनाय = પ્રબળ કરવા.

---

## सूक्त ३५.

ઋષિ:-હિરણ્યસ્તૂપ આંગિરસ; દેવતા:-૧ અગ્નિ અને મિત્રાવરુણ; અવશિષ્ટ સવિતા; છન્દ:-૧-૯ જગતી, ૨-૮ ત્રિષ્ટુબ્;

ह्वयाम्यग्निंप्रथमंस्वस्तयेह्वयामिमित्रावरुणाविहावसे ।
ह्वयामिरात्रींजगतोनिवेशनींह्वयामिदेवंसवितारमूतये ॥ १ ॥

प०-ह्वयामि । अग्निम् । प्रथमम् । स्वस्तये । ह्वयामि । मित्रावरुणौ । इह । अवसे । ह्वयामि । रात्रीम् । जगतः । निऽवेशनीम् । ह्वयामि । देवम् । सवितारम् । ऊतये ॥ १ ॥

અ०-અમારા કલ્યાણાર્થ હું આરંભમાં અગ્નિ(દેવ)ને આહ્વાન કરું છું. આ યાગકર્મમાં અમારા રક્ષણાર્થ હું મિત્રાવરુણને આહ્વાન કરું છું. પ્રાણિમાત્રને વિશ્રાંતિ આપનાર રાત્રિને હું આહ્વાન કરું છું. સવિતાદેવને રક્ષણાર્થ હું આહ્વાન કરૂંછું. ૧

*आकृष्णेनरजसावर्तमानोनिवेशयन्नमृतंमर्त्यंच ।
हिरण्ययेनसवितारथेनादेवोयातिभुवनानिपश्यन् ॥ २ ॥

प०- आ । कृष्णेन । रजसा । वर्तमानः । निऽवेशयन् । अमृतम् । मर्त्यम् । च । हिरण्ययेन । सविता । रथेन । आ । देवः । याति । भुवनानि । पश्यन् ॥ २ ॥

અ०-સવિતાદેવ કૃષ્ણ વર્ણના (અન્ધકાર વડે ભરેલ) અન્તરિક્ષ માર્ગે પુનઃ પુનઃ આગમન કરતો (ફરતો ફરતો) દેવ તથા

* मर्त्यानिहोमःनिशरीराण्यमृतपादेषता ।

મનુષ્યોને સ્વસ્વ-સ્થાને સ્થાપિત કરતો અથવા, પ્રાણુ તથા શરીર-નિવિષ્ટ સતો સર્વ ભુવનોને જોતો ( પ્રકાશિત કરતો ), સુવર્ણમય રથ વડે આપણી સમીપમાં આગમન કરે છે. २

यातिदेवःप्रवतायात्युद्वतायातिशुभ्राभ्यांयजतोहरिभ्याम् ।
आदेवोयातुसवितापरावतोपविश्वादुरिताबाधमानः ॥ ३ ॥

प०— यार्ति । देवः । प्रऽवर्ता । यार्ति । उत्ऽवर्ता । यार्ति । शुभ्राभ्याम् । यजतः । हरिभ्याम् । आ । देवः । याति । सविता । पराऽवर्तः । अर्प । विश्वा । दुःऽइता । बार्धमानः॥३

अ०—આ દેદીપ્યમાન દેવ, (ઉદયકાલથી આરંભીને મધ્યાહ્ન પર્યંત) ઉંચાણુવાળા માર્ગે પ્રયાણુ કરે છે. ( તે પછી સાયંકાલ પર્યંત ) તે નીચાણુવાળા માર્ગે પ્રયાણુ કરે છે. તે યજ્ઞાર્હ દેવ, શ્વેત અશ્વો વડે ( દેવયાગદેશ પ્રત્યે ) પ્રયાણુ કરે છે. સવિતા દેવ, સર્વ પાતકોનો નાશ કરતો દૂર પ્રદેશથી ( દ્યુલોકમાંથી યાગદેશ પ્રત્યે ) આગમન કરે છે. ३

अभीवृतंकृशनैर्विश्वरूपंहिरण्यशम्यंयजतोबृहन्तम् ।
आस्थाद्रथंसवितावित्रभानुःकृष्णारजांसितविषींदधानः ॥४॥

पं०— अभिऽवृतम् । कृशनैः । विश्वऽरूपम् । हिरण्यऽशम्यम् । यजतः । बृहन्तम् । आ । अस्थात् । रथम् । सविता । चित्रऽभानुः । कृष्णा । रजांसि । तविषीम् । दधानः ॥४॥

अ०—યજ્ઞાર્હ ( પૂજ્ય ) ચિત્રવિચિત્ર રંગનાં કિરણોવાળો સવિતાદેવ અન્ધકારમય પ્રદેશને પ્રકાશિત કરવાનું સામર્થ્ય ( પ્રકાશ )

ધારણ કરતો, ચોમેર વિંટાયલ, સુવર્ણભૂષિત, નાનાવિધ રંગના સુવર્ણમય ધુસરીવાળા પ્રૌઢ રથ ઉપર (આ) આરૂઢ થયો. ૪

विजनाञ्छ्यावाःशितिपादोअख्यन्रथंहिरण्यप्रउगंवहन्तः । शश्वद्विशःसवितुर्दैव्यस्योपस्थेविश्वाभुवनानितस्थुः ॥ ५ ॥

प०— वि । जनान् । श्यावाः । शितिऽपादः । अख्यन् । रथम् । हिरण्यऽप्रउगम् । वहन्तः । शश्वत् । विशः । सवितुः । दैव्यस्य । उपऽस्थे । विश्वा । भुवनानि । तस्थुः ॥ ५ ॥

અ०—સુવર્ણમય ધુસરીવાળા રથને વહન કરનાર શ્વેત પાય (પાદ) વાળા શ્યાવ નામના સૂર્યના અશ્વો સર્વ જગતને ( આ ) પ્રકાશિત કરવા લાગ્યા. સર્વ પ્રાણિઓ તથા સર્વ લોકો ( પ્રકાશાર્થ ) સર્વદા સવિતા (પ્રેરક) દેવની સમીપમાં રહેલાં હોય છે. ૫

तिस्रोद्यावःसवितुर्द्वाउपस्थांएकायमस्यभुवनेविराषाट् । आणिंनरथ्यममृताधितस्थुरिहब्रवीतुयउतच्चिकेतत् ॥८॥६॥

प०— तिस्रः । द्यावः । सवितुः । द्वौ । उपऽस्था । एका । यमस्य । भुवने । विराषाट् । आणिम् । न । रथ्यम् । अमृता । अधि । तस्थुः । इह । ब्रवीतु । यः । ऊम् इति । तत् । चिकेतत् ॥ ६ ॥

અ०—દ્યુલોક ત્રણ છે. તે મધ્યે બે ( દ્યુ તથા ભૂલોક ) સવિતાદેવની સમીપમાં છે એક ( અંતરિક્ષ લોક ) પ્રેત પુરૂષોના નિવાસસ્થાનભૂત એવા યમના પ્રદેશમાં છે. ચંદ્ર, નક્ષત્રાદિ જ્યોતિશ્ચક્ર અથવા ઉદક, રથના આણિ ( પૈડાંના ખૂણા ) ની પેઠે

સવિતાદેવ ઉપર અવલંબી રહ્યું છે. તે દેવના સ્વરૂપને ( મહિ-
માને ) જે જાણનાર હોય તે ભલે આ વિષયમાં કહે. ૬

विसुपर्णोअन्तरिक्षाण्यख्यद्गभीरवेपाअसुरःसुनीथः ।
क्वे१दानींसूर्यःकश्चिकेतकतमांद्यांरश्मिरस्याततान ॥ ७ ॥

प०— वि । सुऽपर्णः । अन्तरिक्षाणि । अख्यत् । गभीरऽवेपाः ।
असुरः । सुऽनीथः । क्व । इदानीम् । सूर्यः । कः ।
चिकेत । कतमाम् । द्याम् । रश्मिः । अस्य । आ ।
ततान ॥ ७ ॥

अ०—જેની ગતિ અતિ સુંદર છે, જે અત્યંત ચંચળ રશ્મિવાળો
છે, પ્રાણિમાત્રનો જે પ્રાણદાતા છે, જે ઉત્તમ માર્ગદર્શક છે,
તેવો સૂર્ય(દેવ) ( આ ) ત્રણે લોકને પ્રકાશિત કરી રહ્યો છે.
તે આ વેળાયે (રાત્રે) ક્યાં હોય છે તે કોણ જાણે છે ? તેનાં
રશ્મિઓ (રાત્રે) કયા દ્યુલોક વિષે વ્યાપી રહ્યાં હોય છે તે કોણ
જાણે છે ? ૭

अष्टौव्यख्यत्ककुभःपृथिव्यास्त्रीधन्वयोजनासप्तसिन्धून् ।
हिरण्याक्षःसविताद्वेवआगाद्दधद्रत्नादाशुषेवार्याणि ॥ ८ ॥

प०— अष्टौ । वि । अख्यत् । ककुभः । पृथिव्याः । त्री । धन्व ।
योजना । सप्त । सिन्धून् । हिरण्यऽअक्षः । सविता । देवः ।
आ । अगात् । दधत् । रत्ना । दाशुषे । वार्याणि ॥ ८ ॥

अ०—તેણે પૃથિવીની આઠે દિશા તથા વિદિશાઓ પ્રકાશિત કરી.
તેણે પ્રાણિઓને પોતપોતાની યોગ્ય પ્રવૃત્તિ વિષે યોજનાર
પૃથિવી આદિ ત્રણ લોક, અને ( ગંગાદિક ) સપ્ત નદીઓ વા

સમુદ્રને પ્રકાશિત કર્યાં. સુવર્ણાક્ષ વા સુંદર આંખવાળો સૂર્ય(દેવ) યજમાનને ઇષ્ટ રત્નસંપત્તિ અર્પણ કરતો અહીં પધારો. ૮

*हिर॑ण्यपाणिः सवि॒ता विच॑र्षणिरु॒भे द्यावा॑पृथि॒वी अ॒न्तरी॑यते ।
अपामी॑वां॒ बाध॑ते॒ वेति॒ सूर्य॑म॒भि कृ॒ष्णेन॒ रज॑सा॒ द्याममृ॑णोति ॥ ९ ॥

प०— हिर॑ण्यऽपाणिः । स॒वि॒ता । विऽच॑र्षणिः । उ॒भे । द्यावा॑पृथि॒वी । अ॒न्तः । ई॒यते॒ । अप॑ । अमी॑वाम् । बाध॑ते । वेति॑ । सूर्य॑म् । अ॒भि । कृ॒ष्णेन॑ । रज॑सा । द्याम् । ऋ॒णोति॒ ॥ ९ ॥

અ૦—સુવર્ણમય હસ્તવાળો વા હસ્ત વિષે સુવર્ણ ધારણ કરનાર, વિવિધદર્શન યુક્ત એવો સવિતા દેવ, ઉભય દ્યાવાપૃથિવી મધ્યે પ્રયાણ કરતો જાય છે. તે રોગાદિક ઉપદ્રવનો રૂડી રીતે સંહાર કરનાર છે. તે સૂર્ય પ્રતિ પ્રયાણ કરે છે. તે પોતાના તમઃકર્ષક તેજ વડે આકાશને ચોમેર વ્યાપ્ત કરી રહ્યો છે.

हिर॑ण्यहस्तो॒ असु॑रः सुनी॒थः सु॑मृळी॒कः स्ववाँ॑ यात्व॒र्वाङ् ।
अ॒प॒सेध॑न्र॒क्षसो॑ यातु॒धाना॒नस्था॑द्दे॒वः प्र॑तिदो॒षं गृ॑णा॒नः ॥ १० ॥

प०— हिर॑ण्यऽहस्तः । असु॑रः । सु॒ऽनी॒थः । सु॒ऽमृ॒ळी॒कः । स्वऽवा॑न् । या॒तु॒ । अ॒र्वाङ् । अ॒प॒ऽसेध॑न् । र॒क्षसः॑ । या॒तु॒ऽधाना॑न् । अस्था॑त् । दे॒वः । प्र॒ति॒ऽदो॒षम् । गृ॒णा॒नः ।

અ૦—તે સુવર્ણ–હસ્તવાળો, પ્રાણદાતા, રૂડો માર્ગદર્શક, રૂડું સુખ પ્રાપ્ત કરાવનાર, સંપત્તિમાન સવિતાદેવ, અમારી અભિમુખ ( કર્મ

* ( સવિતા તથા સૂર્ય એકજ દેવ છે તથાપિ મતિભેદ વડે ગન્તા તથા ગંતવ્યરૂપે આમ નિરૂપણ કરેલું છે. ૯

દેશ વિષે ) પધારો. પ્રત્યેક રાત સ્તુતિ કરાતો આ દેવ રાક્ષસ તથા અસુરોને હાંકી કાઢતો રહ્યો છે. ૧૦

येतेपन्थाःसवितःपूर्व्यासोरेणवःसुकृताअन्तरिक्षे ।
तेभिर्नोअद्यपथिभिःसुगेभीरक्षांचनोअधिचब्रूहिदेव ॥११॥७॥

प०— ये । ते । पन्थाः । सवितः । पूर्व्यासः । अरेणवः । सुऽकृताः । अन्तरिक्षे । तेभिः । नः । अद्य । पथिऽभिः । सुऽगेभिः । रक्ष । च । नः । अधि । च । ब्रूहि । देव ॥ ११ ॥ ७ ॥

अ०—હે સવિતા દેવ ! ત્હારો જે પૂર્વસિદ્ધ (પ્રાચીન), ધૂલિરહિત સાફ કરેલ માર્ગ છે તે સુગમ માર્ગે પધારી આજે—અમારૂં રક્ષણ કર્યું. વળી હે દેવ ! તું (દેવો આગળ) અમારી પ્રશંસા કર્યું. ११ ७)

## सूक्त ३५.

१ निवेशनीम् = उपवेशनहेतुभूताम = વિશ્રાંતિ આપનાર ( निविश् ).
२ प्रवता = प्रवणवता = નીચાણવાળા ( वनषणसम्भक्तौ ).
३ उध्वता = उत्कृष्टेन = ઉંચાણવાળા.
४ परावतः = દૂર દેશથી.
५ कृशनैः = સુવર્ણ વડે; ( કેટલાયક મોતી વડે એમ અર્થ કરે છે. )
५ यजतः = યજ્ઞાર્હ; પૂજ્ય.
६ तविषीम् = બળ.
७ शितिपादः = શ્વેત પાયવાળા.
८ विरापाट् = विरान् गन्तृन् सहते = પ્રેત પુરુષોના નિવાસસ્થાન-ભૂત. (वृञ्वरणे = वूर्यन्ते इति विराःतान्सहते).

९ अमृता = ચન્દ્રનક્ષત્રાદિક જ્યોતિશ્ચક્ર વા જળ.
१० असुरः = પ્રાણદાતા. ( असुक्षेपणे ).
११ सुनीथः = सुनयनः शोभनप्रापणः = ઉત્તમ માર્ગદર્શક.
१२ भग्न = પૃથિવી આદિ ત્રણ લોક.
१३ योजना = प्राणिन स्वस्वाभोगेनयोजयितृन् = પ્રાણિઓને પોતપોતાની ભોગ્યપ્રવૃત્તિ વિષે યોજનાર.
१४ विचर्षणिः = વિવિધ દર્શન યુક્ત.
१५ अमीवां = રોગાદિક ઉપદ્રવને.
१६ कृष्णेन = તમઃ કર્ષક.
१७ रजसा = તેજવડે.
१८ ऋणोति = વ્યાપ્ત કરે છે. ( ऋणगतौ ).
१९ सुगेभिः = સુગમ. ( सुष्ठु गच्छन्त्येषु इति ).
२० पूर्व्यासः = પૂર્વસિદ્ધ.

---

## सूक्त ३६.

ઋષિઃ–કણ્વ ઘોરપુત્ર; દેવતાઃ–અગ્નિ; ( ૧૩–૧૪ યૂપ ); છન્દઃ–
વિષમ–બૃહતી; સમ–સતો બૃહતી.

प्रवोयह्वंपुरूणांविशांदेवयतीनाम् ।
अग्निंसूक्तेभिर्वचोभिरीमहेयंसीमिदन्यईळते ॥ १ ॥

પ૦– प्र । वः । यह्वम् । पुरूणाम् । विशाम् । देवऽयतीनाम् ।
अग्निम् । सुऽउक्तेभिः । वचःऽभिः । ईमहे । यम् । सीम् ।
इत् । अन्ये । ईळते ॥ १ ॥

અ૦—(હે ઋત્વિજ્ તથા યજમાનો!) દેવ કામનાવાળા (દેવોની સેવા કરવા ઇચ્છનારા) તમારા જેવા અનેક લોકોને અનુગ્રહ કરનાર, જેનું અન્ય મહાન્ (ઋષિઓ) પણ ચોમેર સ્તવન કરે છે તે અગ્નિ(દેવ)ની સુંદર સૂક્તવાક્યો વડે (ચાલો) આપણે પ્રાર્થના કરીએ. ૧

जनांसोअग्निंदधिरेसहोवृधंहविष्मंन्तोविधेमते ।
सत्वंनोअद्यसुमनांइहाविताभवावाजेषुसन्त्य ॥ २ ॥

પ૦— जनांसः । अग्निम् । दधिरे । सहःऽवृधम् । हविष्मन्तः । विधेम । ते । सः । त्वम् । नः । अद्य । सुऽमनाः । इह । अविता । भव । वाजेषु । सन्त्य ॥ २ ॥

અ૦—લોકો (અનુષ્ઠાતાઓ) એ બલવર્ધક અગ્નિ(દેવ)ને સ્થાપન કરેલો છે. હવિ સિદ્ધ કરનારા અમે ત્હને ભજીયે છીએ. હે-અન્નોદાર દેવ! તે તું આજ યાગકર્મ વિષે અમારા ઉપર પ્રસન્ન થઇ અમારો સંરક્ષક હો. ૨

प्रत्वांदूतंवृणीमहेहोतांरंविश्ववेदसम् ।
महस्तेंसतोविचंरन्त्यर्चयोदिविस्पृशन्तिभानवंः ॥ ३ ॥

પ૦—प्र । त्वा । दूतम् । वृणीमहे । होतारम् । विश्वऽवेदसम् । महः । ते । सतः । चरन्ति । अर्चयः । दिवि । स्पृशन्ति । भानवः ॥ ३ ॥

અ૦—(હે અગ્નિદેવ!) હોમનિષ્પાદક વા દેવોનું આહ્વાન કરનાર એવો તું-સર્વજ્ઞ-દેવદૂત તેની અમે પ્રકર્ષપણે વરણી (કામના) કરીએ છીએ. નિત્યવર્તી એવો તું તેની જ્વાળાઓ વિવિધ રીતે પ્રચાર કરી રહી છે. ત્હારાં રશ્મિઓ (કિરણો) દ્યુલોક પર્યંત સ્પર્શ કરી રહ્યાં છે. ૩

दे॒वास॑स्त्वा॒वरु॑णोमि॒त्रोअ॑र्य॒मासन्दू॒तंप्र॒त्नमि॑न्धते ।
विश्वं॒सोअ॑ग्नेजयतित्व॒याधनं॒यस्ते॑द॒दाश॒मर्त्यः॑ ॥ ४ ॥

प०– दे॒वासः॑ । त्वा । वरु॑णः । मि॒त्रः । अ॒र्य॒मा । सम् । दू॒तम् । प्र॒त्नम् । इ॒न्ध॒ते । विश्व॑म् । सः । अ॒ग्ने॒ । ज॒य॒ति॒ । त्वया॑ । धन॑म् । यः । ते॒ । द॒दाश॑ । मर्त्यः॑ ॥ ४ ॥

अ०—પ્રાચીનકાળથી દૌત્ય (દૂતપણું) કરનાર એવા તને વરૂણ, મિત્ર અને અર્યમા દેવ રૂડી રીતે પ્રદીપ્ત કરે છે. હે અગ્નિદેવ? જે માનવ તુંને હવિ અર્પણ કરે છે તે ત્હારી સહાય્ય વડે અખિલ ધનસંપત્તિ ઉપર જય મેળવે છે. ૪

म॒न्द्रोहोता॑गृ॒हप॑ति॒रग्ने॑दू॒तोवि॒शाम॑सि ।
त्वेविश्वा॒संग॑तानिव्र॒ताध्रु॒वायानि॑दे॒वाअकृ॑ण्वत ॥५॥८॥

प०– म॒न्द्रः । होता॑ । गृ॒हऽप॑तिः । अग्ने॑ । दू॒तः । वि॒शाम् । अ॒सि॒ । त्वे । विश्वा॑ । सम्ऽग॑तानि । व्र॒ता । ध्रु॒वा । यानि॑ । दे॒वाः । अकृ॑ण्वत ॥ ५ ॥ ८ ॥

अ०—હે અગ્નિદેવ! તું આનંદદાયક દેવોનું આહ્વાન કરનાર, (યજમાનોનો) ગૃહપતિ અને દેવદૂત છે. (પૃથિવી આદિ) દેવતાઓએ જે કાંઇ શાશ્વત કર્મો (નિયમ) રચેલાં છે તે સર્વ તું વિષે એકત્રિત હોય છે. ૫

त्वेइद॑ग्नेसु॒भगे॑यविष्ठ्य॒विश्व॒माहू॑यतेह॒विः ।
सत्वंनो॑अ॒द्यसु॒मना॑उ॒तापरं॒यक्षि॑दे॒वान्त्सु॒वीर्या॑ ॥ ६ ॥

प०– त्वे । इत् । अग्ने॑ । सु॒ऽभगे॑ । य॒वि॒ष्ठ्य॒ । विश्व॑म् । आ ।

हूयते । हविः । यः । त्वम् । नः । अद्य । सुऽमनाः । उत । अपरम् । यक्षि । देवान् । सुऽवीर्या ॥ ६ ॥

अ०—હે અત્યંત તરુણ અગ્નિ દેવ)! તું સૌભાગ્યયુક્ત છે. સર્વ હવિ તું-વિષેજ અર્પણ કરાય છે. તે તું પ્રસન્ન થઇને આજે તથા હવે પછી પણ (સર્વ કાળે) સમર્થ દેવોને નિરંતર હવિ પહોંચાડય. ૬

* तघेमित्थानमस्विनउपस्वराजमासते ।
होत्राभिरग्निमनुषःसमिन्धतेतितिर्वांसोअतिस्रिधः ॥७॥

प०— तम् । घ । ईम् । इत्था । नमस्विनः । उप । स्वऽराजम् । आसते । होत्राभिः । अग्निम् । मनुषः । सम् । इन्धते । तितिर्वांसः । अति । स्रिधः ॥ ७ ॥

अ०—( હે અગ્નિદેવ )! અન્નયુક્ત વા નમનશીલ યજમાનો, સ્વયં પ્રકાશમાન, તુંનેજ આ રીતે ભજે છે. શત્રુ ઉપર જય મેળવેલા યજમાનો, સપ્ત હોતાઓ સહિત તુંને રૂડી રીતે પ્રદીપ્ત કરે છે. ૭

घ्नन्तोवृत्रमतरन्रोदसीअपउरुक्षयायचक्रिरे ।
भुवत्कण्वेवृषाद्युम्न्याहुतःक्रन्ददश्वोगविष्टिषु ॥ ८ ॥

प०—घ्नन्तः । वृत्रम् । अतरन् । रोदसी । अपः । उरु । क्षयाय । चक्रिरे । भुवत् । कण्वे । वृषा । द्युम्नी । आऽहुतः । क्रन्दत् । अश्वः । गोऽइष्टिषु ॥ ८ ॥

---

* सप्तहोत्राःप्राचीर्वषट्कुर्वन्ति । तै० ब्रा० २-३-१० ।

અ૦—(હે અગ્નિદેવ ત્હારી સહાય્યવડે)! દેવો વૃત્રને હણી તરી ગયા. (તદનંતર) તેં દ્યાવાપૃથિવી તથા અંતરિક્ષ ને પ્રાણિઓના નિવાસાર્થ વિસ્તારપૂર્વક નિર્માણ કર્યાં. ગોવિષયક સંગ્રામ વિષે (અભીષ્ટ વસ્તુપ્રાપક) હણહણાટી કરતા અશ્વની પેઠે તું કણ્વ ને કામના (અભીષ્ટ વસ્તુ) વરસાવનાર તથા ધન અર્પણ કરનાર હો. તું ચોમેર હવિરન્ન સ્વીકારતો રહે. ૮

संसीदस्वमहाँअसिशोचस्वदेववीतमः ।
विधूममग्नेअरुषंमियेध्यसृजप्रशस्तदर्शतम् ॥ ९ ॥

प०— सम् । सीदस्व । महान् । असि । शोचस्व । देवऽवीतमः ।
वि । धूमम् । अग्ने । अरुषम् । मियेध्य । सृज । प्रऽशस्त । दर्शतम् ॥ ९ ॥

અ૦—હે અગ્નિદેવ! તું (આ દર્ભ ઉપર) બેસ. તું અધિક ગુણવાન્ છે. તું દેવોને અતિશય પ્રિય છે; તું પ્રદીપ્ત હો. હે યજ્ઞાર્હ, ઉત્કૃષ્ટ અગ્નિદેવ! ધુમાડાના શીઘ્રગામી તથા સુંદર ગોટા અધિક સંપાદન કર્ય. ૯

यंत्वादेवासोमनवेदधुरिहयजिष्ठंहव्यवाहन ।
यंकण्वोमेध्यातिथिर्धनस्पृतंयंवृषायमुपस्तुतः ॥ १० ॥

प०— यम् । त्वा । देवासः । मनवे । दधुः । इह । यजिष्ठम् ।
हव्यऽवाहन । यम् । कण्वः । मेध्यऽअतिथिः । धनऽस्पृतम् ।
यम् । वृषा । यम् । उपऽस्तुतः ॥ १० ॥ ९ ॥

અ૦—હે હવ્યવાહક અગ્નિદેવ! અત્યંત પૂજ્ય વા ઉત્કૃષ્ટ પ્રકારે યજ્ઞ સંપાદન કરનાર તું જેને દેવોએ મનુના અનુગ્રહાર્થ

યજ્ઞવિષે સ્થાપેલો, જેને મેધ્યાતિથિ, કણ્વઋષિ, ઇન્દ્ર તથા અન્ય યજમાને પણ ધનદાતા રૂપે સ્થાપેલો છે (તે તું અહીં બેસ).
१० (९)

यमग्निंमेध्यातिथिःकण्वईधऋतादधि ।
तस्यप्रेषोदीदियुस्तमिमाऋचस्तमग्निंवर्धयामसि ॥११॥

प०— यम् । अग्निम् । मेध्यऽअतिथिः । कण्वः । ईधे । ऋतात् । अधि । तस्य । प्र । इषः । दीदियुः । तम् । इमाः । ऋचः । तम् । अग्निम् । वर्धयामसि ॥ ११ ॥

अ०—જે અગ્નિને મેધ્યાતિથિ (મેધ્ય અતિથિઓ વડે સંપન્ન) કણ્વઋષિએ આદિત્ય લોકમાંથી આણી દેદીપ્ત કર્યો છે. તેની ચંચળ જ્વાળાઓ પ્રકૃષ્ટપણે ઝળકી રહી છે. આ સ્તોત્રો તેનો મહિમા વધારનારાં છે. અમે પણ તે અગ્નિદેવનો મહિમા ગાઈએ છીએ. ११

रायस्पूर्धिस्वधावोस्तिहितेग्नेदेवेष्वाप्यम् ।
त्वंवाजस्यश्रुत्यस्यराजसिसनोमृळमहाँअसि ॥ १२ ॥

प०— रायः । पूर्धि । स्वधाऽवः । अस्ति । हि । ते । अग्ने । देवेषु । आप्यम् । त्वम् । वाजस्य । श्रुत्यस्य । राजसि । सः । नः । मृळ । महान् । असि ॥ १२ ॥

अ०—હે અન્ન-સંપન્ન અગ્નિ(દેવ)! તું અમોને સંપત્તિ વડે ભરપૂર કર્ય. (અથવા) અમને વૈભવ અર્પણ કર્ય. નિશ્ચે, હે અગ્નિ (દેવ)! ત્હારે દેવો સાથે સખાપણું છે. પ્રખ્યાત સંપત્તિનો તું નિયંતા છે. તે તું અમને સૌખ્ય અર્પણ કર્ય. તું અધિક ગુણવાન્ છે. १२

ऊर्ध्वऊषुणऊतयेतिष्ठादेवोनसविता ।
ऊर्ध्वोवाजस्यसनितायदञ्जिभिर्वाघद्भिर्विह्वयामहे ॥१३॥

प०— ऊर्ध्वः । ऊम् । सु । नः । ऊतये । तिष्ठ । देवः । न । सविता । ऊर्ध्वः । वाजस्य । सनिता । यत् । अञ्जिऽभिः । वाघत्ऽभिः । विऽह्वयामहे ॥ १३ ॥

અ०—( હે યૂપ ! અથવા, હે યૂપાત્મક દારૂનિષ્ઠ અગ્નિદેવ ! ) સવિતાદેવની પેઠે તું અમારા સંરક્ષણાર્થ ઉન્નતસ્થ હો. ઉન્નત સતો, અમને અન્ન અર્પણ કરનાર હો. અમે ( આજ્ય વડે યૂપને ) લિપ્ત કરનાર યજ્ઞવાહકો (ઋત્વિજો) સહ ત્હારૂં વિશેષ આહ્વાન કરીએ છીએ. ૧૩

ऊर्ध्वोनःपाह्यंहसोनिकेतुनाविश्वंसमत्रिणंदह ।
कृधीनऊर्ध्वाञ्चरथायजीवसेविदादेवेषुनोदुवः ॥ १४ ॥

प०— ऊर्ध्वः । नः । पाहि । अंहसः । नि । केतुना । विश्वम् । सम् । अत्रिणम् । दह । कृधि । नः । ऊर्ध्वान् । चरथाय । जीवसे । विदाः । देवेषु । नः । दुवः ॥ १४ ॥

અ०—હે યૂપ ! (સ્તંભ) અથવા, હે યૂપનિષ્ઠ અગ્નિદેવ ! ઉન્નત સતો, તું જ્ઞાન વડે ( તેજવડે ) અમારૂં પાપ થકી છેક પાલન કર્યું. વિશ્વભક્ષક રાક્ષસને તું છેક ભસ્મીભૂત કર્યું. લોક વિષે અમારા સુખસંચાર તથા જીવનાર્થ તું અમને ઉન્નત કર્યું. અમારૂં હવિ રૂપ ધન દેવોને પહોંચાડયું. ૧૪

पाहिनोअग्नेरक्षसःपाहिधूर्तेरराव्णः ।
पाहिरीषतउतवाजिघांसतोबृहद्भानोयविष्ठ्य ॥ १५ ॥

प०— पाहि । नः । अग्ने । रक्षसः । पाहि । धूर्तेः । अराव्णः ।
रिषतः । उत । वा । जिघांसतः । बृहद्भानो । यविष्ठ्य ।
॥ १५ ॥ २० ॥

અ૦—હે અગ્નિ( દેવ ! ) હે તેજસ્વી અત્યંત તરૂણદેવ ! ઉપદ્રવ કરનાર રાક્ષસાદિથી અમારૂં પાલન કર્યું. ધન ન દેનાર હિંસક મનુષ્યોથી પાલન કર્યું. (વ્યાઘ્રાદિક) હિંસક પ્રાણિથી અથવા અમારો વધ કરવાની ઇચ્છાવાળા શત્રુથી પાલન કર્યું. ૧૫

घनेवविष्वग्विजह्यराव्णस्तपुर्जंभयोअस्मध्रुक् ।
योमर्त्यः शिशीतिअत्यक्तुभिर्मानःसरिपुरीशत ॥ १६ ॥

प०— घनाइइव । विष्वक् । वि । जहि । अराव्णः । तपुःजम्भ ।
यः । अस्मद्ध्रुक् । यः । मर्त्यः । शिशीते । अति । अक्तुभिः । मा । नः । सः । रिपुः । ईशत ॥ १६ ॥

अ०—હે જાજવલ્યમાન દાઢ (જ્વાળા)વાળા અગ્નિદેવ ! અમારૂં ધન ન દેનાર વેરીઓને ઘણની પેઠે ( કઠિન દંડ વા પાષાણ વડે પાત્રાદિકને ફોડી નાંખે તેમ ) છેક ફોડી તોડી નાંખ્યું; અર્થાત્ છેક ચોમેર નાશ કર્યું. જે કોઇ મર્ત્ય અમારો દ્રોહ કરનાર હોય, આયુધો વડે જે સંહાર કરનાર હોય તેવો કોઇ રિપુ અમને મારવાને મ સમર્થ હો. ૧૬

अग्निर्वव्नेसुवीर्यमग्निःकण्वायसौभगम् ।
अग्निःप्रावन्मित्रोतमेध्यातिथिमग्निःसाताउपस्तुतम् ॥१७॥

प०— अग्निः । वव्ने । सुवीर्यम् । अग्निः । कण्वाय । सौभगम् ।

अग्निः । प्र । आवत् । मित्रा । उत । मेध्यंऽअतिथिम् ।
अग्निः । सातौ । उपऽस्तुतम् ॥ १७ ॥

अ०—ભૃત્યપુત્રાદિક રૂડી સંપત્તિને ઉદ્દેશી પ્રાર્થના કરતાં અગ્નિદેવે, કણ્વ (મહર્ષિ)ને ( ધનાદિરૂપ ) સુંદર સૌભાગ્ય અર્પણ કર્યું. અગ્નિદેવે અમારા મિત્રોનું રક્ષણ કર્યું. તેણે મેધ્યાતિથિનું ( મેધયોગ્ય અતિથિયુક્ત ઋષિનું ) પણ રક્ષણ કર્યું. અગ્નિદેવે ધનદાનાદિ નિમિત્તે યજમાનનું રક્ષણ કર્યું. ૧૭

अग्निनांतुर्वशंयदुंपरावतंउग्रादेवंहवामहे ।
अग्निर्नयन्नववास्त्वंबृहद्रथंतुर्वीतिंदस्यवेसहः ॥ १८ ॥

प०— अग्निना । तुर्वशम् । यदुम् । पराऽवतः । उग्रऽदेवम् । हवामहे । अग्निः । नयत् । नवऽवास्त्वम् । बृहत्ऽरथम् । तुर्वीतिम् । दस्यवे । सहः ॥ १८ ॥

अ०—અમે અગ્નિસહ અવસ્થિત તુર્વશ, યદુ તથા ઉગ્રદેવ નામના રાજર્ષિઓને દૂર પ્રદેશથી આહ્વાન કરીએ છીએ. ચોર લોકોનો પરાભવ કરનાર અગ્નિદેવ નવવાસ્ત્વ, બૃહદ્રથ, તથા તુર્વીતિ નામના રાજર્ષિઓને અહીં આણો ૧૮

नित्वामग्नेमनुर्दधेज्योतिर्जनायशश्वते ।
दीदेथकण्वऋतजातउक्षितोयंनमस्यन्तिकृष्टयः ॥ १९ ॥

प०— नि । त्वाम् । अग्ने । मनुः । दधे । ज्योतिः । जनाय । शश्वते । दीदेथ । कण्वे । ऋतऽजातः । उक्षितः । यम् । नमस्यन्ति । कृष्टयः ॥ १९ ॥

અ०—હે અગ્નિદેવ ! પ્રજાપતિએ જ્યોતિ સ્વરૂપ એવા તને અનેક મનુષ્યોના હિતાર્થ ( દેવયજન પ્રદેશ વિષે ) સ્થાપિત કરેલો. યજ્ઞ નિમિત્તે ઉત્પન્ન થતા, હવિર્દાન વડે તૃપ્ત થઇને તું કણ્વ ઋષિ અર્થે પ્રજ્વલિત થયો. જે અગ્નિદેવને મનુષ્યો નમસ્કાર કરે છે. १९

त्वेषासोअग्नेरमवन्तोअर्चयोभीमासोनमतीतये ।
रक्षस्विनःसदमिद्यातुमावतोविश्वंसमत्रिणंदह ॥२०॥११॥

प०— त्वेषासः । अग्नेः । अमऽवन्तः । अर्चयः । भीमासः । न । प्रतिऽइतये । रक्षस्विनः । सदम् । इत् । यातुऽमावतः । विश्वम् । सम् । अत्रिणम् । दह ॥ २० ॥ ११ ॥

અ०—અગ્નિદેવની જ્વાળાઓ ઉજ્જ્વલ, પ્રબળ, ભયંકર તથા તેના પ્રત્યે જઇ ન શકાય તેવી છે. હે અગ્નિદેવ ! તું બળવંત અસુરોને તથા અમને ઉપદ્રવ કરનાર અખિલ શત્રુઓને સદૈવ ભસ્મીભૂત કર્યું. २० ११)

## सूक्त ३६.

१ यह्वम् = મહાન્.
२ मन्हव = દાનશાલી ( षणुदाने ).
३ प्रत्नं = પુરાતન; પ્રાચીન.
४ अर्यमा = अर्यान् मिमीते इति ।
५ ददाश = અર્પણ કરે છે. ( दाशृदाने ).
६ मन्द्रः = આનંદદાયક.
७ तितिर्वांसः = अतिशयेन तरन्तः = છેક જય મેળવનારા.
८ स्रिधः = શત્રુઓ ( स्रिधुशोषणे ).

९ गविष्टिपु = गोविषयेच्छायुक्तेषु संग्रामेषु = ગોવિષયક સંગ્રામ વિષે ( इष इच्छायां ).
१० देववीतमः = अतिशयेन देवान्कामयमानः = દેવોને અતિશય પ્રિય ( वीगतौ ).
११ अरुषम = ગમનશીલ ( रुषरिषहिंसायां ).
१२ मियेध्य = मेधार्ह = યજ્ઞાર્હ.
१३ धनस्पृतम् = धनेन प्रीणयितारं = ધનદાતાને ( स्पृप्रीतिवलयोः ).
१४ ऋतात् = આદિત્યલોકમાંથી.
१५ इषः = गमनस्वभावाः = ચંચળ ( इषगतौ ).
१६ श्रुत्यस्य = श्रवणीयस्य = પ્રખ્યાત.
१७ अञ्जिभिः = आज्येन यूपमञ्जद्भिः = આજ્ય વડે યૂપને લિપ્ત કરનાર. ( अञ्जूव्यक्तौ ).
१८ वाघद्भिः = यज्ञंवहद्भिः = યજ્ઞવાહક ઋત્વિજો વડે.
१९ चरथाय = लोके चरणाय = લોક વિષે સંચારાર્થ.
२० जीवसे = જીવનાર્થ.
२१ दुवः = હવિઃ સ્વરૂપ ધન.
२२ अराव्णः = धनादीनां अदातृरूपात् = ધનાદિના ન દેનાર ( राद्दाने ).
२३ तपुर्जम्भ = तप्यमानरश्मियुक्त = જાજ્વલ્યમાન દાઢવાળા ( जभनाशने ).
२४ शिशीते = तनूकरोति = સંહાર કરે છે. (शोतनूकरणे).
२५ अक्तभिः = આયુધો વડે.
२६ वन्वे = યાચિત ( वनुयाचने ).
२७ उपस्तुतम् = સ્તોતા.
२८ सहः = अभिभविता = પરાભવ કરનાર.

२९ शश्वते = बहुविधजनाय = અનેક મનુષ્યોના હિતાર્થ.
३० उक्षितः = તૃપ્ત થઇ.
३१ दीदेथ = दीप्तवानसि = પ્રજ્વલિત થયો.
३२ त्वेषासः = ઉજ્જ્વલ ( त्विषदीप्तौ ).
३३ अभवन्तः = પ્રબળ.
३४ यातुमावतः = અસુરોને ( यातवोयातनास्तान्मिमते निर्मिमतेइतियातुमाः इतिराक्षसव्यापाराः तद्वेषामस्तीति इति ).
३५ रक्षस्विनः = બલવંત.

---

## सूक्त ३७.

ઋષિ:-કણ્વ ઘોરપુત્ર; દેવતા:-મરૂત; છન્દ:-ગાયત્રી.

* क्रीळंवःशर्धोमारुतमनर्वाणंरथेशुभम् ।
कण्वाअभिप्रगायत ॥ १ ॥

प०— क्रीळम् । वः । शर्धः । मारुतम् । अनर्वाणम् । रथेऽशुभम् ।
कण्वाः । अभि । प्र । गायत ॥ १ ॥

अ०—હે કણ્વ મહર્ષિઓ ! અથવા, હે બુદ્ધિશાલી ઋત્વિજો ! ક્રીડાશાલી, શત્રુરહિત, રથે શોભતા (રથારૂઢ) એવા મરૂદ્‌ગણ બળનું તમારા અર્થે પ્રકર્ષપણે ગાન કરો. १

---

* १ क्रीळंवःशर्धोमारुतम । ऐ० ब्रा० ६-१९ ।
२ अनर्वाप्रहीत्याहभ्रातृव्योवाअर्वा भ्रातृव्यापनुत्त्यै । तै० सं० ६-३-८ ।

येपृषतीभिर्ऋष्टिभिःसाकंवाशीभिरञ्जिभिः ।
अजायन्तस्वभानवः ॥ २ ॥

प०— ये । पृषतीभिः । ऋष्टिऽभिः । साकम् । वाशीभिः । अञ्जिऽभिः ।
अजायन्त । स्वऽभानवः ॥ २ ॥

अ०—જે સ્વયં-પ્રકાશમાન મરૂતો બિંદુયુક્ત, ચિત્રવિચિત્ર રંગની (પોતાની વાહનભૂત) હરિણી, ભાલું, પ્રચણ્ડ ગર્જના તથા અલંકાર સહ આ પ્રગટ થયા (તેનું ગાન કરીએ.) २

इहेवशृण्वएषांकशाहस्तेषुयद्वदान् ।
नियामञ्चित्रमृञ्जते ॥ ३ ॥

प०— इहऽइव । शृण्वे । एषाम् । कशाः । हस्तेषु । यत् । वदान् ।
नि । यामन् । चित्रम् । ऋञ्जते ॥ ३ ॥

अ०—તેમના હસ્ત વિષે રહેલા ચાબુકો જે ધ્વનિ કરે છે તે હું અહીં જ રહી સાંભળું છું. તે ધ્વનિ સંગ્રામ વિષે વિવિધ શૌર્ય પ્રગટાવી અત્યંત શોભી રહે છે. ૩

प्रवःशर्धायघृष्वयेत्वेषद्युम्नायशुष्मिणे ।
देवत्तंब्रह्मगायत ॥ ४ ॥

प०— प्र । वः । शर्धाय । घृष्वये । त्वेषऽद्युम्नाय । शुष्मिणे ।
देवत्तम् । ब्रह्म । गायत ॥ ४ ॥

अ०—( હે ઋત્વિજો ! ) પ્રસહનશીલ, શત્રુધર્ષક, દેદીપ્યમાન યશવાળા, બલશાલી એવા તમારા મરૂદ્‌ગણના અર્થે, દેવોએ અર્પણ કરેલ હવિરન્નને ઉદ્દેશીને પ્રકર્ષપણે ગાન કરો. ४

*प्रशंसागोष्वघ्न्यंक्रीळंयच्छर्धोमारुतम् ।
जंभेरसस्यवावृधे ॥ ५ ॥

प०— प्र । शंस । गोषु । अघ्न्यम् । क्रीळम् । यत् । शर्धः । मारुतम् । जंभे । रसस्य । ववृधे ॥ ५ ॥

अ०—( हे ऋत्विजो )! तमे ( पृश्नि प्रभृति मरुतोनी मातृभूत ) गायो विशे जे अविनाशी, क्रीडाशाली, प्रसहनशील मारुती तेज रहेलुं छे तेनी स्तुति करो. (क्षीर ३५) रसरतेज तेमना मुख वा उदर विषे वृद्धि पाम्युं छे. ( अर्थात् रस पीने तेओ पुष्ट थया छे. ) ५

कोवोवर्षिष्ठआनरोदिवश्चग्मश्चधूतयः ।
यत्सीमन्तंनधूनुथ ॥ ६ ॥

प०— कः । वः । वर्षिष्ठः । आ । नरः । दिवः । च । ग्मः । च । धूतयः । यत् । सीम् । अन्तम् । न । धूनुथ ॥ ६ ॥

अ०—द्युलोक तथा भूलोकने कंपायमान करनार हे शूराओ (मरुतो)! तमो मध्ये सर्वत्र प्रबल कोण छे? कारण के तमे वृक्षना अग्रभाग (डाळ)नी पेठे आ सर्व लोकने हलावी रह्या छो. ६

निवोयामायमानुषोदध्रउग्रायमन्यवे ।
जिहीतपर्वतोगिरिः ॥ ७ ॥

प०— नि । वः । यामाय । मानुषः । दध्रे । उग्राय । मन्यवे । जिहीत । पर्वतः । गिरिः ॥ ७ ॥

---

* पृश्नयैवैपयसोमरुताजाताः ।

અ०—( હે મરુતો )! તમારા પ્રબળ, અભિમાની ( પ્રચણ્ડ ) વેગને લઇ મનુષ્ય ( પડી જવાની બ્હીકથી ) પોતાના ઘરને દૃઢ થાંભલા વાળું કરે છે. તમારી ગતિથી મહાન્ પર્વત પણ કંપાયમાન થાય છે. ૭

येषामज्मेषु पृथिवी जुजुर्वाँ इव विश्पतिः ।
भिया यामेषु रेजते ॥ ८ ॥

प०—येषाम् । अज्मेषु । पृथिवी । जुजुर्वान्ऽइव । विश्पतिः । भिया । यामेषु । रेजते ॥ ८ ॥

અ०—( હે મરુદ્દેવો ! ) તમારો વેગ કેટલાંક જ જર્જરીભૂત રાજાની પેઠે પૃથિવી ભયથી કંપાયમાન થાય છે. ૮

स्थिरं हि जानमेषां वयो मातुर्निरेतवे ।
यत्सीमनु द्विता शवः ॥ ९ ॥

प०— स्थिरम् । हि । जानम् । एषाम् । वयः । मातुः । निःऽएतवे । यत् । सीम् । अनु । द्विता । शवः ॥ ९ ॥

અ०—નિશ્ચે, આ મરુદ્દેવોનું જન્મસ્થાન (આકાશ) સ્થિર છે. મરુતોના જનની–સ્થાનીય આકાશમાંથી પક્ષીઓ નિર્ગમન કરવાને ( સમર્થ થાય છે. ) તમારું બળ અનુક્રમે દ્યાવાપૃથિવી મધ્યે ચોમેર બે ભાગે વિભક્ત થઇને રહેલું છે. (એથી જ તમારું જન્મ સ્થાન સ્થિર છે.) ૯

उदु त्ये सूनवो गिरः काष्ठा अज्मेष्वत्नत ।
वाश्रा अभिज्ञु यातवे ॥ १० ॥ १२ ॥

प०— उत् । ऊम् । त्ये । सूनवः । गिरः । काष्ठाः । अज्मेषु । अत्नत । वाश्राः । अभिज्ञु । यातवे ॥ १० ॥ २३ ॥

અ०—તે વાચાના ઉત્પાદક વાયુઓ (મરૂતો) સંચાર કરે છે ત્યારે ઉદક, હંભારવ કરતી ગાયો ( ઉદકપાનાર્થ ઉદકને ઉછાળતી ) જેમ જાનુભર ફાળ મારતી જાય તેમ ઉત્કૃષ્ટપણે ઉછાળા મારે છે. ૧૦ (૧૩)

त्यंचिद्घादीर्घंपृथुंमिहोनपातममृध्रम् ।
प्रच्यावयन्तियामभिः ॥ ११ ॥

प०— त्यम् । चित् । घ । दीर्घम् । पृथुम् । मिहः । नपातम् । अमृध्रम । प्रच्यवयन्ति । यामऽभिः ॥ ११ ॥

અ०—માર્ગે જતાં તે (મરૂતો) દીર્ઘ, તિર્યગ્વિસ્તૃત, (તિરછા ફેલાયલ) જળપાત ન કરનાર, તથા અહિંસ્ય એવા તે મેઘને પણ છેક ધસડી લાવે છે. ૧૧

मरुतोयद्धवोबलंजनाँअचुच्यवीतन ।
गिरीँरचुच्यवीतन ॥ १२ ॥

प०— मरुतः । यत् । ह । वः । बलम् । जनान् । अचुच्यवीतन । गिरीन् । अचुच्यवीतन ॥ १२ ॥

અ०—હે મરૂદ્દેવો! તમે બલસંપન્ન છો તેથી જ તમે પ્રાણિઓને પોતપોતાના ઉદ્યોગ વિષે પ્રેરો છો તેમજ પર્વતોને હલાવો છો. ૧૨

यद्धयान्तिमरुतःसंहब्रुवतेध्वन्ना ।
शृणोतिकश्चिदेषाम् ॥ १३ ॥

प०— यत् । ह । यान्ति । मरुतः । सम् । ह । ब्रुवते । अध्वन् ।
आ । शृणोति । कः । चित् । एषाम् ॥ १३ ॥

अ०—નિશ્ચે, આ મરૂતો જ્યારે પ્રયાણ કરે છે ત્યારે તેઓ માર્ગ વિષે એકઠો ધ્વનિ કરે છે. કોઇક જ તે તેમના ધ્વનિને સાંભળે છે. १३

प्रयातशीभमाशुभिःसन्तिकण्वेषुवोदुवः ।
तत्रोषुमादयाध्वै ॥ १४ ॥

प०— प्र । यात । शीभम् । आशुभिः । सन्ति । कण्वेषु । वः ।
दुवः । तत्रो । सु । मादयाध्वै ॥ १४ ॥

अ०—(હે મરૂદ્દેવો !) તમે તમારા વેગશાલી વાહન વડે કર્મભૂમિ પ્રત્યે શીઘ્ર પ્રયાણ કરો. આ કણ્વ મંડળમાં તમારી પરિચર્યાર્થે હવિરન્ન સિદ્ધ છે. તે કણ્વો મધ્યે જ તમે તૃપ્ત હો. १४

अस्तिहिष्माभदायवःस्मसिष्मावयमेषाम् ।
विश्वंचिदायुर्जीवसे ॥ १५ ॥ १४ ॥

प०— अस्ति । हि । स्म । मदाय । वः । स्मसि । स्म । वयम् ।
एषाम् । विश्वम् । चित् । आयुः । जीवसे ॥१५॥१४॥

अ०—(હે મરૂદ્દેવો !) નિશ્ચે, તમારી તૃપ્ત્યર્થે જ આ હવિ અહીં રાખેલો છે; નિશ્ચે, અમે તેમના (દાસ) છીએ. જીવંત રહેવાને અમને સર્વ આયુષ્ય (દ્યો). १५ (१४)

અ૦—દર્ભાસન પર બેઠેલા ( હે મરૂદ્દેવો ! ) પિતા પુત્રને જેમ પોતાના હાથમાં ધારણ કરે તેમ અમારી સ્તુતિ વડે પ્રસન્ન થઇને તમે અમને ક્યારે હાથમાં ધરશો ? १

क्वनूनंकद्वोअर्थंगन्तादिवोनपृथिव्याः ।
क्वंवोगावोनरंण्यन्ति ॥ २ ॥

प०— क्वं । नूनम् । कत् । वः । अर्थम् । गन्तं । दिवः । न । पृथिव्याः । क्वं । वः । गावः । न । रण्यन्ति ॥ २ ॥

અ૦—( હે મરૂદ્દેવો ! ) હમણાં તમો ક્યાં નિવાસ કરી રહ્યા છો ? દેવયજન-પ્રદેશ વિષે આપ ક્યારે પ્રયાણ કરશો ? સ્વર્ગલોકમાંથી નિર્ગમન કરો. ભૂલોકમાંથી નિર્ગમન મ કરો. ભૂલોક વિના બીજા કયા પ્રદેશ વિષે ગાયના આરડવાની પેઠે ( યજમાનોની સ્તુતિનો ) અવાજ સંભળાય ? २

* क्ववःसुम्नानव्यांसिमरुतःक्वसुविता ।
क्वोविश्वानिसौभंगा ॥ ३ ॥

प०— क्वं । वः । सुम्ना । नव्यांसि । मरुतः । क्वं । सुविता । क्वो३इति । विश्वानि । सौभंगा ॥ ३ ॥

અ૦—હે મરૂદ્દેવો ! આપનું ( પ્રજા તથા પશુરૂપ ) અતિ નવીન ધન ક્યાં છે ? આપની રૂડી પ્રાપ્ત કરવા યોગ્ય, મણિ મુક્તાદિ રૂપ સંપત્તિ ક્યાં છે ? આપનો સૌભાગ્ય રૂપ ( ગજ અશ્વાદિ રૂપ ) યાવત્ વૈભવ ક્યાં છે ? ३

---

* प्रजायैपशवः सुम्नम् । तै० सं० ६-४-६ ।

यद्यूयंपृश्निमातरोमर्तासःस्यातन ।
स्तोतावोअमृतःस्यात् ॥ ४ ॥

प०— यत् । यूयम् । पृश्निऽमातरः । मर्तासः । स्यातन । स्तोता । वः । अमृतः । स्यात् ॥ ४ ॥

अ०—હે પૃશ્નિપુત્રો ! ભલે તમે મર્ત્ય હો, તથાપિ તમારો સ્તોતા અમર થાય છે. ४

मावोमृगोनयवसेजरिताभूदजोष्यः ।
पथायमस्यगादुप ॥ ५ ॥

प०— मा । वः । मृगः । न । यवसे । जरिता । भूत् । अजोष्यः । पथा । यमस्य । गात् । उप ॥ ५ ॥

अ०—હરણને ઘાસ ખાવા કોઇ પ્રતિબંધ કરે નહિં તેમ હે મરુદ્દેવો ! તમારો સ્તોતા અસેવ્ય મ હો. (અર્થાત્ તેના ઉપર અકૃપા મ હો). તે સ્તોતા યમલોકના માર્ગે મ જાઓ (અર્થાત્ તે મરણ મ પામો.) ५

मोषुणःपरापरानिर्ऋतिर्दुर्हणावधीत ।
पदीष्टतृष्णयासह ॥ ६ ॥

प०— मो । सु । नः । पराऽपरा । निःऽऋतिः । दुःऽहना । वधीत् । पदीष्ट । तृष्णया । सह ॥ ६ ॥

अ०—( હે મરુદ્દેવો ! ) ઉત્કૃષ્ટથી પણ ઉત્કૃષ્ટ, હણવાને દુઃશક્યા એવી ( અતિપ્રબળ ) નિર્ઋતિ ( સાડાસાતી ) અમારો સર્વથા વધ મ કરો. તે અમારી તૃષ્ણા સહ પતિત (નષ્ટ) હો. ६

* सत्यंत्वेषाअमवन्तोधन्वंश्चिदारुद्रियासः ।
मिहंकृण्वन्त्यवाताम् ॥ ७ ॥

प०— सत्यम् । त्वेषाः । अमंवन्तः । धन्वंन् । चित् । आ । रुद्रियांसः । मिहंम् । कृण्वन्ति । अवाताम् ॥ ७ ॥

अ०—પરેશ્વર દીપ્તિમાન અને બળવાન એવા રૂદ્રપુત્રો (મરૂતો) મરૂદેશ વિષે પણ વાયુરહિત વૃષ્ટિ કરે છે. ૭

वाश्रेवविद्युन्मिमातिवत्संनमातासिषक्ति ।
यदेषांवृष्टिरसर्जि ॥ ८ ॥

प०— वाश्राऽइंव । विऽद्युत् । मिमाति । वत्सम् । न । माता । सिसक्ति । यत् । एषाम् । वृष्टिः । असंर्जि ॥ ८ ॥

अ०—આરડતી, પાન્હો છોડતી ગાયની પેઠે, વીજળી ગર્જના કરે છે. ગાય વાછરડાને ગોદમાં ઘાલે તેમ આ વિજળી મરૂતોની સન્નિધિમાં રહે છે. કારણ કે, આ મરૂતોની વૃષ્ટિ ગર્જના જોડેજ થાય છે. ૮

दिवाचित्तमःकृण्वन्तिपर्जन्येनोदवाहेन ।
यत्पृथिवींव्युन्दन्ति ॥ ९ ॥

प०— दिवा । चित् । तमः । कृण्वन्ति । पर्जन्येन । उदऽवाहेन । यत् । पृथिवीम् । विऽउन्दन्ति ॥ ९ ॥

अ०—(હે મરૂદેવો !) તમે જ્યારે ભૂમિને છેક ભીંજવી નાંખો છો

---

* રૂદ્રદેવ મરૂતોના પાલક છે એ વાત આખ્યાન પ્રસિદ્ધ છે.

ત્યારે ( અતિવૃષ્ટિ કાલે ) ઉદકધારી મેઘ વડે સૂર્યનું આચ્છાદન કરી દિવસે પણ અંધકાર કરો છો. ૯

अर्धस्वनान्मरुतांविश्वमासद्मपार्थिवम् ।
अरेजन्तप्रमानुपाः ॥ १० ॥ १६ ॥

प०— अर्घ । स्वनात् । मरुताम् । विश्वम् । आ । सद्म । पार्थिवम् ।
अरेजन्त । प्र । मानुपाः ॥ १० ॥ १६ ॥

अ०—મરૂતોની ગર્જના સાથેજ પૃથિવી ઉપરનાં સર્વ ઘરો તથા ( ગૃહવર્તી ) મનુષ્યો છેક થરથરી-કંપી જાય છે. १०(१६)

मरुतोवीळुपाणिभिश्चित्रारोधस्वतीरनु ।
यातेमखिद्रयामभिः ॥ ११ ॥

प०— मरुतः । वीळुपाणिऽभिः । चित्राः । रोधस्वतीः । अनु । यात ।
ईम् । अखिद्रयामऽभिः । ॥ ११ ॥

અ૦—( હે મરૂદ્દેવો ! ) તમારા દૃઢ હસ્તો વડે યુક્ત સના, મનોહર નદીઓને કાંઠે કાંઠે અવિચ્છિન્ન પ્રયાણ કર્યેજ જાઓ. ११

स्थिरावःसन्तुनेमयोरथाअश्वासएषाम् ।
सुसंस्कृताअभीशवः ॥ १२ ॥

प०— स्थिराः । वः । सन्तु । नेमयः । रथाः । अश्वासः । एषाम् ।
सुऽसंस्कृताः । अभीशवः ॥ १२ ॥

અ૦—( હે મરૂદ્દેવો ! ) તમારા રથની ચાકો મક્કમ હો. રથ અને અશ્વો મજબૂત હો. ( લગામ પકડવામાં ) તમારી અંગુલિઓ સાવધાન હો. १२

अच्छांवदातनांगिराजरायैब्रह्मणस्पतिम् ।
अग्निंमित्रंनदर्शतम् ॥ १३ ॥

प०— अच्छं । वद । तनां । गिरा । जरायै । ब्रह्मणः । पतिम् ।
अग्निम् । मित्रम् । न । दर्शतम् ॥ १३ ॥

अ०—( હે ઋત્વિજો ! ) મંત્રપાલક વા હવિરન્નના પાલક મરૂદ્દેવ, અગ્નિ તથા સુંદર મિત્રને ઉદ્દેશી સ્તુતિ કરવા, દેવતાના સ્વરૂપને પ્રકાશ કરનાર વાણી વડે અભિમુખે ગાન કરો. ૧૩.

मिमीहिश्लोकमास्येपर्जन्यइवततनः ।
गायगायत्रमुक्थ्यम् ॥ १४ ॥

प०— मिमीहि । श्लोकम् । आस्ये । पर्जन्यःइव । ततनः । गाय ।
गायत्रम् । उक्थ्यम् ॥ १४ ॥

अ०—મેઘની પેઠે ( હે ઋત્વિજો ! ) તમે મોઢેથી સ્તોત્ર રચો. અને તેનો વિસ્તાર કરો ગાયત્રી છંદમાં સૂક્ત ગાઓ. ૧૪

वन्दस्वमारुतंगणंत्वेषंपनस्युमर्किणम् ।
अस्मेवृद्धाअसन्निह ॥ १५ ॥ १७ ॥

प०— वन्दस्व । मारुतम् । गणम् । त्वेषम् । पनस्युम् । अर्किणम् ।
अस्मे । वृद्धाः । असन् । इह ॥ १५ ॥ १७ ॥

अ०—( હે ઋત્વિજો ! ) તમે દેદીપ્યમાન. સ્તુત્ય, અર્ચનાપેન એવા મરૂદ્ગણને નમસ્કાર કરો. એ મારા આ યાગકર્મ વિષે, મરૂદ્દેવો પ્રવૃદ્ધ ( પ્રસન્ન ) હો. ૧૫ (૧૭)

## सूक्त ३८.

१ कण्वप्रियः = स्तुतिप्रीताः = સ્તુતિ વડે પ્રસન્ન.

२ अर्थम् = अरणं देवयजनदेशेगमनं = દેવયજન પ્રદેશ વિષે પ્રયાણ.

३ सुम्ना = પ્રજાપશુ રૂપ ધન.

४ सुविता = शोभनानि प्राप्यानि मणिमुक्तादीनि = રૂડા પ્રાપ્ત કરવા યોગ્ય મણિમુક્તાદિક પદાર્થો. ( सुष्ठु इतानि = सुवितानि ).

५ जरिता = સ્તોતા. ( जृप् स्तुतिकर्मणि ).

६ यवसे = तृणे भक्षणीये = ભક્ષણીય તૃણ પરત્વે.

७ अजोष्यः = અ-સેવ્ય. ( जुषीप्रीतिसेवनयोः ).

८ पदीष्ट = પતિત હો.

९ धन्वन् = મરૂદેશ વિષે ( મારવાડમાં ).

१० मिहं = વૃષ્ટિ ( मिहसेचने ).

११ मिमाति = ગર્જના કરે છે.

१२ वीळुपाणिभिः = દૃઢ હસ્તો વડે યુક્ત.

१३ रोधस्वतीः = कूलयुक्ता नदीः = કાંઠાવાળી નદીઓ. ( रुधिर् आवरणे ).

१४ अखिद्रयामभिः = अच्छिन्नगमनैः = અ-વિચ્છિન્ન પ્રયાણ વડે.

१५ अभीशवः = અંગુલિઓ. ( अभ्यश्नुवते कर्माणि नि० ३. ९ । )

१६ जराये = સ્તુતિ કરવા.

१७ तना = દેવતા સ્વરૂપને પ્રકાશ કરનાર.

१८ पनस्युम् = સ્તુતિ યોગ્ય. पनः आत्मन इच्छति इति पनस्युः तम् ( पन् ).
१९ अर्किणं = અર્ચનોપેત ( ऋचस्तुतौ ).

---

## सूक्त ३९.

ઋષિ:–કણ્વ ઘોરપુત્ર; દેવતા:–મરુત્; છન્દઃ–સમસતા બૃહતી; વિષમ બૃહતી.

प्रयदित्थापरावतःशोचिर्नमानमस्यथ ।
कस्यक्रत्वामरुतःकस्यवर्पसाकंयाथकंहधूतयः ॥ १ ॥

प०– प्र । यत् । इत्था । पराऽवतः । शोचिः । न । मानम् । अस्यथ । कस्य । क्रत्वा । मरुतः । कस्य । वर्पसा । कम् । याथ । कम् । ह । धूतयः ॥ १ ॥

अ०—હે કમ્પિત કરાવનાર મરૂદેવો! સૂર્યના તેજ ( કિરણો )ની પેઠે તમે આ દૂર અંતરિક્ષમાંથી તમારા મનનીય બળ કોના યજ્ઞ વિષે, કોના સ્તોત્ર વડે, કયા યજમાનને ઉદ્દેશીને નિશ્ચે, કોનો અનુગ્રહ કરવા પ્રયાણ કરો છો? १

स्थिरावःसन्त्वायुधापराणुदेवीळूउतप्रतिष्कभे ।
युष्माकमस्तुतविषीपनीयसीमामर्त्यस्यमायिनः ॥ २ ॥

प०– स्थिरा । वः । सन्तु । आयुधा । पराऽनुदे । वीळु । उत । प्रतिऽस्कभे । युष्माकम् । अस्तु । तविषी । पनीयसी । मा । मर्त्यस्य । मायिनः ॥ २ ॥

अ० —હે પૂજનીયે ઉષાદેવિ !, નિશ્ચે, પૂર્વ ઋષિઓએ સંરક્ષણાર્થ જેની પ્રાર્થના કરેલી, અન્નાર્થ જેની પ્રાર્થના કરેલી, તે તું, હવિર્લક્ષણ ધન્ન તથા દેદીપ્યમાન તેજવડે સંપન્ન સતી, અમારાં સ્તોત્રોની પ્રશંસા કર્યું. ૧૪

उपोयद्द्यभानुनाविद्वारावृणवोदिवः ।
प्रनोयच्छतादवृकंपृथुच्छर्दिःप्रदेविगोमतीरिषः ॥१५॥

प० — उषः । यत् । अद्य । भानुना । वि । द्वारौ । ऋणवः । दिवः । प्र । नः । यच्छतात् । अवृकम् । पृथु । छर्दिः । प्र । देवि । गोऽमतीः । इषः ॥ १५ ॥

अ० —હે ઉષાદેવિ !, તું આ પ્રભાત વેળાયે જે અર્થે પ્રકાશ વડે, અન્તરિક્ષનાં દ્વારો (અન્ધકાર વડે આચ્છાદિત પૂર્વાપર દિગન્ત ભાગ ) ને ખુલ્લાં કરે છે તે અર્થે તું, અમને શત્રુ રહિત ( નિષ્કંટક ), વિસ્તીર્ણ, તેજસ્વી ઘર, અર્પણ કર્યું. હે દેવિ !, ( દેવનશીલ ), તું ગોસંપન્ન વિપુલ સંપત્તિ અર્પણ કર્યું. ૧૫

* संनोरायाबृहताविश्वपेशसामिमिक्ष्वासमिळाभिरा ।
संद्युम्नेनविश्वतुरोषोमहिसंवाजैर्वाजिनीवति ॥१६॥५॥

प० — सम् । नः । राया । बृहता । विश्वऽपेशसा । मिमिक्ष्व । सम् । इळाभिः । सम् । द्युम्नेन । विश्वऽतुरा । उषः । महि । सम् । वाजैः । वाजिनीऽवति ॥ १६ ॥ ५ ॥

---

* अग्नयेयाजः । तै० सं० ८-४-७. ।

અ૦ – હે ઉષા દેવિ !, તું અમને બહુવિધ, વિપુલ ધન તથા ગાયો વડે સિંચિત ( સંયુકત ) કર્યું હે પૂજનીય–દેવિ !, તું અમને સર્વ વિજયી યશ વડે સંયુકત કર્યું. હે અન્ન–ક્રિયા–સંપન્ન દેવિ ! તું અમને અન્નસમૃદ્ધ કર્યું. ૧૬

## सूक्त ४८.

१ वामेन = ધન સહિત.
२ वस्तवे = प्रजानां निवासाय = મનુષ્યોના પ્રકાશાર્થ.
३ ईरा = प्रेरयित्री ( ईगत्यर्थ ) = પ્રેરનાર.
४ यामेषु = गमनेषु = પ્રયાણ વેળાએ.
५ सूनरी = सुष्ठुगृहकृतस्य नेत्री = રૂડી ધરવાળી ( सुष्ठु नयति इति सूनरी । नृनये ).
६ वृजनम् = ગમનશીલ=જંગમ ( वृजीवर्जने ).
७ पद्वत् = પાદયુક્ત ( પ્રાણિઓને. )
८ समनं = સમીચીન ચેષ્ટાવાન્ પુરૂષને.
९ ओदती = ઉષા દેવતા ( उन्दीक्लेदनेउनत्तिसर्वं नीहारेणइति = ઝાકળ વડે સર્વને ભીંજવે તે ).
१० वेति = કામના કરે છે.
११ पप्तिवांसः = पतनयुक्त = ઉડનાર ( पत्लृगतौ )
१२ वयः = પક્ષીઓ.
१३ उदयनात् = ઉદયસ્થાનથી.
१४ विभावरि = વિશિષ્ટ પ્રકાશયુક્ત ( विशिष्टाभाः यस्याः सा ).
१५ चित्रमघे = વિચિત્ર ધનયુક્ત.
१६ संस्व = याचस्व = સ્વીકાર ( यनुयाचने ).

१७ वह्नयः = યજ્ઞનિર્વાહકો.
१८ वाज = હવિર્લક્ષણ અન્ન ( वजव्रजगतौ ).
१९ विश्ववारम् = સર્વાભીષ્ટ; યદ્વા, સર્વ શત્રુઓને ઉપદ્રવ કરનાર ( विश्वंवृणोतीति विश्ववारः वृञ्वरणे पच्या विश्वे वियते इति विश्ववारः )
२० महि = महिते पूजनीये वा = મહાન્ વા પૂજનીયા (मह पूजायां ).

---

## सूक्त ४९.

ઋષિઃ–કણ્વપુત્ર પ્રસ્કણ્વ; દેવતાઃ–ઉષા; છન્દઃ–અનુષ્ટુભ્.

उषोभद्रेभिरागहिदिवश्चिद्रोचनादधि ।
वहन्त्वरुणप्सवउपत्वासोमिनोगृहम् ॥ १ ॥

प०– उषः । भद्रेभिः । आ । गहि । दिवः । चित् । रोचनात् । अधि । वहन्तु । अरुणऽप्सवः । उप । त्वा । सोमिनः । गृहम् ॥ १ ॥

अ०—હે ઉષાદેવિ !, તું ઉપર આવેલા દેદીપ્યમાન, પૂજિત, અન્તરિક્ષ લોકમાંથી સુંદર માર્ગોવડે આગમન કર્યું. હે ઉષે !, રક્તવર્ણના અશ્વો ( કિરણો ), ત્હને સોમસંપન્ન યજમાનના યજ્ઞગૃહ વિષે પ્રાપ્ત કરો. १

सुपेशसंसुखंरथंयमध्यस्थाउषस्त्वम् ।
तेनासुश्रवसंजनंप्रावाद्यदुहितर्दिवः ॥ २ ॥

प०— सुऽपेशसम् । सुऽखम् । रथम् । यम् । अधिऽअस्थाः ।
उषः । त्वम् । तेन । सुऽश्रवसम् । जनम् । प्र । अव ।
अद्य । दुहितः । दिवः ॥ २ ॥

अ०—हे ઉષાદેવિ !, તું જે સુંદર, અથવા સુવર્ણમય, સુખકારક, અથવા વિસ્તૃત રથવિષે અધિષ્ઠિત થયલી છે તે વડે, હે દ્યુપુત્રિ !, તું સુંદર હવિ અર્પણ કરનાર યજમાન પ્રત્યે, આજે પ્રકર્ષપણે પ્રયાણ કર્ય. २

वयश्चित्तेपतत्रिणोद्विपच्चतुष्पदर्जुनि ।
उषःप्रारन्नृतूँरनुदिवोअन्तेभ्यस्परि ॥ ३ ॥

प०— वयः । चित् । ते । पतत्रिणः । द्विऽपत् । चतुःऽपत् ।
अर्जुनि । उषः । प्र । आरन् । ऋतून् । अनु । दिवः ।
अन्तेभ्यः । परि ॥ ३ ॥

अ०—હે ગૌરવર્ણિ ઉષે !, ત્હારા આગમનની સાથેજ. દ્વિપાદ તથા ચતુષ્પાદ પ્રાણિઓ, આદરપૂર્વક ચેષ્ટા-સંપન્ન થાય છે. અને પક્ષિઓ, છેક દ્યુલોકના છેડા પર્યંત ઉંચે ઉડે છે. ३

व्युच्छन्तीहिरश्मिभिर्विश्वमाभासिरोचनम् ।
तांत्वामुषर्वसूयवोगीर्भिःकण्वाअहूषत ॥ ४ ॥ ६ ॥

प०— विऽउच्छन्ती । हि । रश्मिऽभिः । विश्वम् । आऽभासि ।
रोचनम् । ताम् । त्वाम् । उषः । वसुऽयवः । गीःऽभिः ।
कण्वाः । अहूषत ॥ ४ ॥ ६ ॥

अ०—કારણકે, અન્ધકારનો નાશ કરી તું, સર્વ ભૂતપ્રાણિને ત્હારા

તેજવડે પ્રકાશિત કરતી ચોમેર ભાસી રહી છે. તેથી ધનેચ્છુ કણ્વો, સ્તોત્રો વડે ત્હારૂં આહ્વાન કરે છે. ૪

## सूक्त ४९

१ भद्रेभिः = भन्दनीयैः शोभनैः मार्गैः = સુંદર માર્ગો વડે.
२ अरुणप्सवः = અરૂણ વર્ણનાં કિરણો. ( अरुणाःप्सवोया-सांताः प्सामक्षणे प्सातिभक्षयन्तितृतनंपिवन्तिइति = वत्साः )
३ सुपेशसं = शोभनावयवंशोभनरूपयुक्तं वा यद्वा शो-भनहिरण्ययुक्तम = સુંદર, વા સુવર્ણમય.
४ प्राव = પ્રકર્ષપણે પ્રયાણ કર્યું. ( अवगतौ )
५ अर्जुनि = ગૌરવર્ણી.
६ वयः = પક્ષિઓ.
७ व्युच्छन्ती = तमोवर्जयन्ती = અંધકારનો નાશ કરતી.
८ वसूयवः = वसुधनमात्मनइच्छन्तः = ધનેચ્છુ.

## सूक्त ५०.

ऋषिः—કણ્વપુત્ર પ્રસ્કણ્વ; દેવતાઃ—સૂર્ય; છન્દઃ—૧–૯ ગાયત્રી, ૧૦–૧૩ અનુષ્ટુભ્.

उदुत्यंजातवेदसंदेववंहन्तिकेतवः ।
दृशेविश्वायसूर्यम् ॥ १ ॥

प० — उत् । ऊँम् । त्यम् । जातऽवेदसम् । देवम् । वहन्ति । केतवः ।
दृशे । विश्वाय । सूर्यम् ॥ १ ॥

अ०—સર્વ પ્રાણિના પ્રેરક આદિત્યને સર્વ મનુષ્યો જુવે તે અર્થે, તે સર્વજ્ઞ દેવને, સૂર્યના અશ્વો વા કિરણો, ઉંચે વહન કરેછે. १

* अपत्येतायवोयथानक्षत्रायन्त्यक्तुभिः ।
सूरायविश्वचक्षसे ॥ २ ॥

प०— अप । त्ये । तायवः । यथा । नक्षत्रा । यन्ति । अक्तुऽभिः ।
सूराय । विश्वऽचक्षसे ॥ २ ॥

अ०—સર્વપ્રકાશક સૂર્યનું આગમન જોઇ, ચોરોની પેઠે નક્ષત્રો, રાત્રિ સહ પલાયન કરી જાય છે. २

अदृश्रमस्यकेतवोविरश्मयोजनाँअनु ।
भ्राजन्तोअग्नयोयथा ॥ ३ ॥

प०— अदृश्रम् । अस्य । केतवः । वि । रश्मयः । जनान् । अनु ।
भ्राजन्तः । अग्नयः । यथा ॥ ३ ॥

अ०—આ સૂર્યનાં પ્રજ્ઞાપક (પતાકાભૂત) કિરણો, દેદીપ્યમાન અગ્નિની પેઠે, સર્વ ભૂતપ્રાણિ ( જગત્ )ને અનુક્રમે પ્રકાશિત કરેછે. ३

* तरणिर्विश्वदर्शतोज्योतिष्कृदसिसूर्य ।
विश्वमाभासिरोचनम् ॥ ४ ॥

---

* देवगृहावैनक्षत्राणि । तै०ब्रा० १-५-२ । १ यावाह-यजतेअमुंलोकंनक्षतेतन्नक्षत्राणामनक्षत्रत्वम् । तै०ब्रा०१-५-२। २ सुकृतांवाएतानिज्योतींषियन्नक्षत्राणि । तै० सं० ५-४-१ ।

* चन्द्रमामनसोजातश्चक्षोःसूर्योअजायत । ऋ० सं० ८-४-१९ ।

प०— तरणिः । विश्वऽदर्शतः । ज्योतिःऽकृत् । असि । सूर्य । विश्वम् । आ । भासि । रोचनम् ॥ ४ ॥

अ०—હે સૂર્ય ! તું અગમ્ય, મહાન્ માર્ગનું ઉલ્લંઘન કરનાર, યદ્વા, ઉપાસકોના રોગોનું ઉલ્લંઘન કરાવનાર, વિશ્વદર્શનીય, યદ્વા, વિશ્વપ્રકાશક તથા પ્રકાશનો કર્તા, અર્થાત્ સર્વ વસ્તુનો પ્રકાશયિતા, યદ્વા, ચન્દ્રાદિકનો રાત્રિ વિષે પ્રકાશયિતા છે. તું, વ્યાપ્ત અન્તરિક્ષકને ચોમેર પ્રકાશિત કરે છે. યદ્વા, (૨) હે અન્તર્યામિ, સર્વપ્રેરક પરમાત્મન્ !, તું સંસાર-સમુદ્રનો તારક છે. સર્વ મુમુક્ષુઓ વડે સાક્ષાત્કાર કરવા યોગ્ય તથા સૂર્યાદિકનો કર્તા છે. તું, સર્વ જગતને ચૈતન્યપૂર્વક પ્રકાશિત કરે છે. ૪

* प्रत्यङ्देवानां विशः प्रत्यङ्ङुदेषि मानुषान् ।
प्रत्यङ्विश्वंस्वर्दृशे ॥ ५ ॥ ७ ॥

प०— प्रत्यङ् । देवानाम् । विशः । प्रत्यङ् । उत् । एषि । मानुषान् । प्रत्यङ् । विश्वम् । स्वः । दृशे ॥ ५ ॥ ७ ॥

अ०—હે સૂર્યદેવ !, તું મરુદ્દેવો તથા મનુષ્યો ( પ્રત્યેક )ની અભિમુખ ઉગે છે. તું તે સ્વર્ગલોકની અભિમુખ ઉગે છે. (અર્થાત્, ત્રણે લોકનાં મનુષ્યો સર્વેય સૂર્યને પોતપોતાની અભિમુખ જુવેછે.) ૫

* येनापावकचक्षसा भुरण्यन्तं जनाँ अनु ।
त्वं वरुण पश्यसि ॥ ६ ॥

* १ मरुतोपिदेवानां विशः । तै० सं० २-२-५ ।
२ तम्मात्सर्वएवमन्यन्ते मांप्रत्युदगात् । तै० सं० ६-५-४ ।

प०— येनं । पावक । चक्षसा । भुरण्यन्तम् । जनान् । अनु । त्वम् । वरुण । पश्यसि ॥ ६ ॥

अ०—હે સર્વશોધક, અનિષ્ટનિવારક સૂર્યદેવ !, તું ભૂત પ્રાણિઓને ધારણ વા, પોષણ કરનાર આ લોકને જે વડે અનુક્રમે પ્રકાશિત કરે છે ( તે પ્રકાશનું અમે સ્તવન કરીએ છીએ. ) અથવા, આ ઋચાનો, આ પછીની ઋચા સાથે સંબંધ કરવો. ६

वियामेपिरजस्पृथ्वहामिमानोअक्तुभिः ।
पश्यञ्जन्मानिसूर्य ॥ ७ ॥

प०— वि । द्याम् । । एषि । रजः पृथु । अहा । मिमानः । अक्तुऽभिः । पश्यन् । जन्मानि । सूर्य ॥ ७ ॥

अ०—હે સૂર્ય(દેવ !), તું રાત્રિ અને દિવસને નિર્માણ કરતો. યાવત્ ભૂતપ્રાણિઓને પ્રકાશિત કરતો, વિસ્તીર્ણ અન્તરિક્ષ લોક વિષે વિશેષ સંચાર કરે છે. ७

सप्तत्वाहरितोरथेवहन्तिदेवसूर्य ।
शोचिष्केशंविचक्षण ॥ ८ ॥

प०— सप्त । त्वा । हरितः । रथे । वहन्ति । देव । सूर्य । शोचिःऽकेशम् । विऽचक्षण ॥ ८ ॥

---

* तस्यैयमित्रश्च वरुणश्चाजायेताम् । मित्रश्चवरुणश्च धातायार्यमाच । तै० ब्रा० १-१-९ ।

અ૦—હે સર્વપ્રકાશક સૂર્યદેવ!, દીપ્તિકેશ એવા તને, સાત હરિદ્વર્ણ-અશ્વો, વા રસહરણ શીલ (રસ્ય પદાર્થનું શોષણ કરનારાં) રશ્મિઓ, રથ વિષે લઇ આવે છે. ૮

* अयुक्तसप्तशुन्ध्युवःसूरोरथस्यनप्त्यः ।
ताभिर्यातिस्वयुक्तिभिः ॥ ९ ॥

પ૦—अयुक्त । सप्त । शुन्ध्युवः । सूरः । रथस्य । नप्त्यः ।
ताभिः । याति । स्वयुक्तिऽभिः ॥ ९ ॥

અ૦—સર્વ પ્રાણિઓના પ્રેરક એવા સૂર્યદેવે, સ્થિર (જેને જોડવાથી રથ પડી ન જતાં સ્થિરપણે પ્રયાણ કરે તેવી) સ્વભાવવાળી સાત પવિત્ર ઘોડીઓ જોડી; તે આપોઆપ પોતાની મેળે જોડાઇ જનારી ઘોડીઓ વડે, તે (દેવયજ્ઞગૃહ પ્રત્યે) પ્રયાણ કરે છે (એથી ચાલો તેને હવિ અર્પણ કરીએ). ૯

उद्वयंतमसस्परिज्योतिष्पश्यन्तउत्तरम् ।
देवंदेवत्रासूर्यमगन्मज्योतिरुत्तमम् ॥ १० ॥

પ૦—उत् । वयम् । तमसः । परि । ज्योतिः । पश्यन्तः । उत्ऽतरम् । देवम् । देवऽत्रा । सूर्यम् । अगन्म । ज्योतिः । उत्ऽतमम् ॥ १० ॥

---

* शाखान्तरेतुनप्त्यइत्येवपठ्यते । तै० ब्रा० २-४-५ ।

☆ १ उद्वयंतमसस्परीत्याहपाप्मावैतमःपाप्मानमेवा-स्मादपहन्ति । तै० सं० ५-१-८ ।

२ अगन्मज्योतिरुत्तममित्याहअसौवाआदित्योज्यो-तिरुत्तममादित्यस्यैवसायुज्यंगच्छति । तै० सं० ५-१-८ ।

અ૦—અમે ( ઉપાસકો ), રાત્રિના ઊર્ધ્વકાળમાં પ્રવૃત્ત થનાર, પાપની પેલીપાર હોનાર; વા પાપરહિત, તેજસ્વી, અત્યંત ઉંચે ચઢેલ, વા, અત્યંત ઉત્કૃષ્ટ દેવો મધ્યે દાનાદિ ગુણયુક્ત એવા સૂર્યદેવને જોતા, ( સૂર્યરૂપ ) પરમશ્રેષ્ઠ જ્યોતિને પ્રાપ્ત થઇએ છીએ. ૧૦

उद्यन्नद्यमित्रमहआरोहन्नुत्तरांदिवम् ।
हृद्रोगंममसूर्यहरिमाणंचनाशय ॥ ११ ॥

પ૦— उत्ऽयन् । अद्य । मित्रऽमहः । आऽरोहन् । उत्ऽतराम् । दिवम् । हृत्ऽरोगम् । मम । सूर्य । हरिमाणम् । च । नाशय ॥ ११ ॥

અ૦—હે સર્વપ્રેરક, સર્વાનુકૂલ દીપ્તિ-સંપન્ન દેવ !, તું આજે ઉગી, અત્યંત ઉંચ અન્તરિક્ષ વિષે ચઢી, મારા આંતરરોગ ( ક્ષય ) અને શરીરને પીળું કરનાર બાહ્યરોગનો નાશ કર્ય. ૧૧

शुकेषुमेहरिमाणंरोपणाकासुदध्मसि ।
अथोहारिद्रवेषुमेहरिमाणंनिदध्मसि ॥ १२ ॥

પ૦— शुकेषु । मे । हरिमाणम् । रोपणाकासु । दध्मसि । अथो इति । हारिद्रवेषु । मे । हरिमाणम् । नि । दध्मसि ॥ १२ ॥

અ૦—મારા શરીરને ફિકું કરનારો રોગ, અમે શુક ( પોપટ ) અને શારિકા પક્ષિ વિષે સ્થાપન કરીએછીએ. અને વળી, તે રોગ, અમે હરિતાલ વૃક્ષ વિષે સ્થાપન કરીએ છીએ. (અર્થાત્, તે રોગ અમને મ ઉપદ્રવ કરો. ) ૧૨

उदगादयमादित्योविश्वेनसहसासह ।
द्विषन्तंमह्यंरन्धयन्मोअहंद्विषतेरधम् ॥ १३ ॥ ८ ॥

प० — उत् । अगात् । अयम् । आदित्यः । विश्वेन । सहसा । सह । द्विषन्तम् । मह्यम् । रन्धयन् । मो । अहम् । द्विषते । रधम् ॥ १३ ॥ ८ ॥

अ० — મને ઉપદ્રવ કરનાર રોગને। નાશ કરતો, અદિતિનો પુત્ર (સૂર્ય), સર્વ સામર્થ્ય વડે આ ઉગ્યો. અનિષ્ટકારક રોગનો વિનાશ હું મ કરૂં. ( અર્થાત્, સૂર્યદેવજ તે રોગનો વિનાશ કરો.) ૧૩

## सूक्त ५०.

१ दृशे = द्रष्टुं = જુવે તે અર્થે.
२ तायवः = ચોર.
३ सूराय = સૂર્યનુ.
४ विश्वचक्षसे = સર્વપ્રકાશક.
५ नक्षत्राणि = नक्षतेर्गतिकर्मणोनेमानिक्षत्राणि । ( नि० ३. २० ).
६ अक्तुभिः = રાત્રિ સહ.
७ अदृश्रम् = अनुक्रमेण प्रेक्षन्ते = सर्वजगत्प्रकाशयन्ति = સર્વ જગતને અનુક્રમે પ્રકાશિત કરે છે. (दृशिरप्रेक्षणे).
८ तरणिः = तरिता = મહાન્ માર્ગનું ઉલ્લંઘન કરનાર; અથવા, ઉપાસકોના રોગનું ઉલ્લંઘન કરનાર.
९ विश्वदर्शतः = વિશ્વદર્શનીય, અથવા વિશ્વપ્રકાશક.
१० वरुण = અનિષ્ટ-નિવારક સૂર્ય.

११ भुरण्यन्तं = धारयन्तं पोषयन्तं वा = ધારણ વા પોષણ કરનાર.
१२ चक्षसा = પ્રકાશ વડે.
१३ अहा = अहानि = દિવસો.
१४ जन्मानि = ભૂતપ્રાણિઓને.
१५ मिमानः = उत्पादयन् = નિર્માણ કરતો.
१६ शोचिष्केशम् = शोचींषितेजांस्येवयस्मिन्केशावदृश्यन्ते तम् = દીપ્તિકેશ ( शुचदीप्तौ ).
१७ शुन्ध्युवः = शोधिकाः अश्वस्त्रियः = શુદ્ધ પવિત્ર ઘોડીઓ. ( शुन्धविशुद्धौ )
१८ सूरः = સર્વપ્રેરક સૂર્ય. ( षुप्रेरणे )
१९ नप्त्यः = नपातयित्र्यः = પાડે નહિ તેવી.
२० उत्तरम् = उद्गततरंउत्कृष्टतरंवा = અત્યંત ઉંચે ચઢેલ યદ્વા, અત્યંત ઉત્કૃષ્ટ.
२१ देवत्रा = દેવો મધ્યે.
२२ मित्रमहः = સર્વાનુકૂલ દીપ્તિસંપન્ન.
२३ हरिमाणं = કાન્તિ–હરણશીલ બાજ્ઞરોગ; હરિધ્વર્ણનું વૈવર્ણ્ય.
२४ रोपणाकासु = શારિકા પક્ષિ વિષે.
२५ रधं = હિંસા. ( रध हिंसायां )

---

## सूक्त ५१.

ઋષિ:—આંગિરસ પુત્ર સવ્ય; દેવતા:—ઉષા; છન્દ:—૧–૧૩ જગતી, ૧૪–૧૫ ત્રિષ્ટુભ્.

*अभित्यंमेपंपुरुहूतमृग्मियमिन्द्रंगीर्भिर्मदतावस्वोअर्णवम् । यस्यद्यावोनविचरन्तिमानुषाभुजेमंहिष्ठमभिविप्रमर्चत ॥१॥

प०— अभि । त्यम् । मेषम् । पुरुहूतम् । ऋग्मियम् । इन्द्रम् । गीःऽभिः । मदत । वस्वः । अर्णवम् । यस्य । द्यावः । न । विऽचरन्ति । मानुषा । भुजे । मंहिष्ठम् । अभि । विप्रम् । अर्चत ॥ १ ॥

અ૦—તે મેષરૂપ–શત્રુઓ સાથે સ્પર્ધા કરનાર ઘેટારૂપ, અથવા મેષરૂપ, બહુસ્તુત, ઋચાઓ વડે સ્તવન કરાતા, ધનસંપત્તિના મહોદધિ એવા ઇન્દ્રદેવને સ્તોત્રો વડે અભિમુખ કરી, સંતુષ્ટ કરો. જેનાં મનુષ્યહિતકારક કૃત્યો, સૂર્યરશ્મિઓની પેઠે, વિશેષ પ્રસરેલાં છે તે અત્યંત પ્રવૃદ્ધ, બુદ્ધિમાન્ ઇન્દ્રદેવને, ભોગાર્થ ભજો. ૧

*अभीमवन्वन्स्वभिष्टिमूतयोऽन्तरिक्षप्रांतविषीभिरावृतम् । इन्द्रंदक्षासऋभवोमदच्युतंशतक्रतुंजवनीसूनृतारुहत् ॥२॥

* ટીપ:—मेधातिथिंहिकाण्वायनिंमेषोभूत्वाजहार । ઇન્દ્રે, કણ્વપુત્ર પાસે મેષરૂપે આવી સોમપાન કર્યું તે સમયે તે ઋષિએ તેને 'મેષ' કહી સંબોધેલો તેથી ઇન્દ્રને 'મેષ' કહે છે.

* १ विश्वेदेवाअनह्वुर्येसखायःमरुद्भिरिन्द्रसख्यंतेअस्तु । ऋ० सं० ६–६–३३ ।

प०— अभि । ईम् । अवन्वन् । सुऽअभिष्टिम् । ऊतयः । अन्तरिक्षऽप्राम् । तविषीभिः । आऽवृतम् । इन्द्रम् । दक्षासः । ऋभवः । मदऽच्युतम् । शतऽक्रतुम् । जवनी । सूनृता । आ । अरुहत् ॥ २ ॥

अ०—निश्चे, सहाय्यकर्ता, प्रवृद्धि करावनार मरुद्देवोओ, रुडां फ्ल देनार, (पोताना तेज वडे) द्युलोकने असन्त पूरनार, अत्यन्त बलवान्, शत्रुओना मद उतारनार, इन्द्रदेवने अभिमुख भज्या. (वृत्रवध प्रत्ये) प्रेरनार, 'प्रहरभगवोजहि' अर्थः–हे भगवन्! प्रहार कर्यु, हणी नांख्यु, इत्यादि, मधुर अने सत्य (मरुद्देवोनी) वाणी, सेंकडो पराक्रमोना करनार इन्द्रदेव प्रत्ये आरूढ थइ. २

त्वंगोत्रमंङ्गिरोभ्योऽवृणोरपोतात्रयेशतदुरेषुगातुवित् ।
ससेनंचिद्विमदायावहोवस्वाजावद्रिंवावसानस्यंनर्तयन् ॥३॥

प०— त्वम् । गोत्रम् । अंङ्गिरःऽभ्यः । अवृणोः । अप । उत । अत्रये । शतऽदुरेषु । गातुऽवित् । ससेन । चित् । विऽमदाय । अवहः । वसु । आजौ । अद्रिम् । वव्रसानस्य । नर्तयन् ॥ ३ ॥

अ०—हे इन्द्रदेव!, तें अंगिरस ऋषिओ अर्थे, (अव्यक्त गर्जनावाळा, वृष्टिजळने आवरण करनार) मेघने उघाडयो. (अर्थात्

२ मरुतोहैनंनाजहुः । पै० ब्रा० ३–२० ।
३ तस्याइन्द्रश्चविष्यावंधाजायेताम् । तै० ब्रा० १-१.९ ।
४ प्रहरभगवोजहिवीरयस्व । पै० ब्रा० ६–२० ।

વજ્ર વડે તેનું ઉદ્ઘાટન કરી જળવૃષ્ટિ કરી). અથવા, (પણિ અસુરોએ અપહરણ કરી ગુફામાં પૂરેલ) ગાયોને (ગુફાનું દ્વાર ઉઘાડી) મોકળી કરી. સેંકડો દ્વારવાળા યંત્રો વિષે, (અસુરોએ પીડાર્થ ફેંકેલા) અત્રિ ઋષિને, માર્ગ પ્રાપ્ત કરાવનારો તું થયલો. વિમદ ઋષિને, અન્નયુક્ત સંપત્તિ તેં પ્રાપ્ત કરાવેલી. સંગ્રામ વિષે નિવસનાર–પ્રવૃત્ત, હોનાર (અન્યસ્તોતા)નું પણ, વજ્ર નચાવતો (રક્ષણ કરનાર તું છે.) ૩

*त्वमपामपिधानावृणोरपाधारयः पर्वते दानुमद्वसु ।
वृत्रं यदिन्द्र शवसावधीरहिमादित्सूर्यं दिव्यारोहयो दृशे ॥४॥

प०— त्वम् । अपाम् । अपिधाना । अवृणोः । अप । अधारयः । पर्वते । दानुमत् । वसु । वृत्रम् । यत् । इन्द्र । शवसा । अवधीः । अहिम् । आत् । इत् । सूर्यम् । दिवि । आ । अरोहयः । दृशे ॥ ४ ॥

અ૦—હે ઇન્દ્રદેવ ! તેં, ઉદકોનાં (મેઘરૂપી) ઢાંકણાં ઉઘાડયાં. તેં હિંસાયુક્ત શત્રુઓના, અથવા વૃત્રાદિકના, અથવા શોભન દાનયુક્ત ધનને (હરી) કોઠારમાં ભર્યું. હે ઇન્દ્રદેવ !, તેં ત્હારા સામર્થ્ય વડે, જ્યારે ત્રણે લોકના આવરણ કરનાર વૃત્રને તથા ચોમેર વધ કરનાર અહિને હણ્યો ત્યારે સર્વ લોકને દેખાય તે માટે, તેં સૂર્યને દ્યુલોક વિષે ચઢાવ્યો. (અર્થાત મેઘથી મુક્ત કર્યો.) ૪

* यदिमाँल्लोकानवृणोत्तद्वृत्रस्य वृत्रत्वम् । तै० सं० २-४-१२ ।

*त्वंमायाभिरपमायिनोधमःस्वधाभिर्येअधिशुप्तावजुह्वत ।
त्वंपिप्रोर्नृमणःप्रारुजःपुरःप्रऋजिश्वानंदस्युहत्येष्वाविथ॥५॥९॥

प०— त्वम् । मायाभिः । अप । मायिनः । अधमः । स्वधाभिः । ये । अधि । शुप्तौ । अजुह्वत । त्वम् । पिप्रोः । नृऽमनः । प्र । अरुजः । पुरः । प्र । ऋजिश्वानम् । दस्युऽहत्येषु । आविथ ॥ ५ ॥ ९ ॥

अ०—( હે ઇન્દ્રદેવ ! ), જેણે પોતાના મુખ વિષેજ હવિરન્ન હોમેલા ( અગ્નિ વિષે નહિ ) તે (વૃત્રાદિક) કપટી (અસુરો) ઓને, તેં જયોપાયજ્ઞાન વા કપટ વડે, ધમી–ફુંકી–કાઢયા. હે યજમાનોના કલ્યાણ-ચિંતક દેવ !, તેં પિપ્રુ (અસુર)નાં નગરોને ફોડયાં અને સંગ્રામો વિષે, ઋજિશ્વાન નામના સ્તોતાનું રૂડું રક્ષણ કર્યું[૨]. ૫

त्वंकुत्संशुष्णहत्येष्वाविथारन्धयोतिथिग्वायशंबरम् ।
महान्तंचिदर्बुदंनिक्रमीःपदासनादेवदस्युहत्यायजज्ञिषे ॥६॥

प०— त्वम् । कुत्सम् । शुष्णऽहत्येषु । आविथ । अरन्धयः । अतिथिऽग्वाय । शम्बरम् । महान्तम् । चित् । अर्बुदम् । नि । क्रमीः । पदा । सनात् । एव । दस्युऽहत्याय । जज्ञिषे ॥६॥

---

* १ असुरावाआत्मन्नजुहवुस्तद्वातेमौलेपराभवन्निति । ( कौषीतकिनः )

२ देवाश्चहवाअसुराश्चास्पर्धंततताेहासुराअभिमाने-नक्कस्मैचनजुहुमइतिस्वेष्वेवास्येषुजुह्वतश्चेरुस्तेपराबभूवुः । ( वाजसनेयिनः )

અ૦—( હે ઇન્દ્રદેવ ! ), સંગ્રામ વિષે શુષ્ણાસુરને મારવા તત્પર થઇ, તેં કુત્સઋષિનું સંરક્ષણ કર્યું. ( અતિથિઓ વડે ગન્તવ્ય) **દૈવોદાસાર્થે**, તેં **શંબરાસુરને** હણ્યો. અત્યંત પરાક્રમી **અર્બુદાસુરને** પણ તેં પગ વડે છેક કચડી નાખ્યો. તું, પુરાતનકાળથી જ દસ્યુઓના નાશાર્થે જન્મેલો છે. ૬

त्वेविश्वातविंपीसध्र्यग्धितातवराधंःसोमपीथायंहर्षते ।
तववज्रश्चिकितेबाह्वोर्हितोवृश्चाशत्रोरवविश्वानिवृष्ण्यां ॥ ७ ॥

प०— त्वे । विश्वां । तविंषी । सध्र्यंक् । हिता । तवं । राधंः । सोमऽपीथार्यं । हर्षते । तवं । वज्रंः । चिकिते । बाह्वोः । हितः । वृश्च । शत्रोः । अवं । विश्वानि । वृष्ण्यां ॥ ७ ॥

અ૦ —( હે ઇન્દ્રદેવ ! ), તું વિષે સર્વ બળ અપરાઙ્મુખપૂર્વક સ્થાપેલું છે. ત્હારૂં મન, સોમપાનાર્થ આનંદિત થાય છે. ત્હારા બાહુ વિષે વજ્ર રહેલું છે તે અમે જાણીએ છીએ. તું શત્રુના સર્વ બળને છેદી નાંખ્ય્ ૭

विजानीह्यार्यान्येचदस्यंवोबर्हिष्मंतेरन्धयाशासंदव्रतान् ।
शाकीभवयजंमानस्यचोदिताविश्वेत्तातेंसधमादेषुचाकन ॥८॥

प०— वि । जानीहि । आर्यान् । ये । च । दस्यंवः । बर्हिष्मंते । रन्धय । शासंत् । अव्रतान् । शाकीं । भव । यजंमानस्य । चोदिता । विश्वां । इत् । ता । ते । सधऽमादेषु । चाकन । ॥ ८ ॥

અ૦—( હે ઇન્દ્રદેવ ! ), આર્ય–વિદ્વાન્ અનુષ્ઠાતા કોણ ? અને દસ્યુ કોણ ? તે તું બરોબર જાણ્ય્. કર્મવિરોધી દસ્યુને શાસન કરી,

યજ્ઞપરાયણ આર્યોના અર્થે, તેમને ઠાર કર્યું. યથ્વા, તેમને યજ્ઞપરાયણ આર્યોને હસ્તગત કર્યું. યજ્ઞ કરનારનો, તું સામર્થ્ય-સંપન્ન પ્રેરક હો. મને, ત્હારાં તે સર્વ પરાક્રમ, યજ્ઞો મધ્યે ગાવાનું મન થાય છે. ૮

*अनुव्रतायरन्धयन्नपव्रतानाभूभिरिन्द्रःश्नथयन्ननाभुवः ।
वृद्धस्यचिद्वर्धतोद्यामिनक्षतःस्तवानोवम्रोविजघानसंदिहः ॥९॥

प०— अनुऽव्रताय । रन्धयन् । अपऽव्रतान् । आऽभूभिः । इन्द्रः । श्नथयन् । अनाभुवः । वृद्धस्य । चित् । वर्धतः । द्याम् । इनक्षतः । स्तवानः । वम्रः । वि । जघान । सम्ऽदिहः ॥९॥

અ०—જે ઇન્દ્રદેવ, કર્મહીન (યજમાનો)ને, કર્મપરાયણ (યજમાન) ને સ્વાધીન કરાવનાર, અને સ્તોતાઓ (ભક્તો) વડે, અસ્તોતા-ઓનો સંહાર કરાવનાર છે. પૂર્વવૃદ્ધ તથાપિ પુનઃ વૃદ્ધિને પામનાર, દ્યુલોકને પ્હોંચનાર, ઇન્દ્રની સ્તુતિ કરનાર વમ્રઋષિએ, અત્યંત ઉપચયને પામેલ વલ્મીકવપા (યજ્ઞસંભાર) આણી. ૯

*तक्षद्यत्तउशनासहसासहोविरोदसीमज्मनाबाधतेशवः ।
आत्वावातस्यनृमणोमनोयुजआपूर्यमाणमवहन्नभिश्रवः ।।१०।।१०

प०— तक्षत् । यत् । ते । उशना । सहसा । सहः । वि । रोदसी । मज्मना । बाधते । शवः । आ । त्वा । वातस्य । नृऽमनः ।

* यद्वल्मीकवपासम्भारोभवतिऊर्जमेवरसंपृथिव्या-अवरुन्धे । तै० ब्रा० १-१-३ ।

* यस्यशुष्माद्रोदसीअभ्यसेताम् । तै० सं० १-७-१३ ।

मनःऽयुर्भः । आ । पूर्यिवाणम् । अवहन् । अभि । श्र्वः ॥ १० ॥ १० ॥

अ०—હે ઇન્દ્રદેવ !, જ્યારે ઉશના, પોતાના બળવડે ત્હારા બળને રૂડી રીતે તીક્ષ્ણ કરે છે ત્યારે ત્હારી સર્વશોધક તીક્ષ્ણતાવડે, દ્યાવાપૃથિવી ભયભીત થાય છે. યજમાનનું કલ્યાણ ઇચ્છનાર હે દેવ !, સંકલ્પમાત્ર વડે જોડાઇ જનાર, વાયુવેગે જનાર અશ્વો, (પૂર્વોક્ત બળવડે) ચોમેર (બળ) પૂર્ણ એવા તને, હવિરન્નાભિમુખ પ્રાપ્ત કરો. ૧૦

मन्दिष्टयदुशनेकाव्येसचाँइन्द्रोवङ्कूवंङ्कुतराधितिष्ठति ।
उग्रोयुयिंनिरपः । स्रोतसासृजद्विशुष्णस्यदृंहितऐरयत्पुरः॥११

प०— मन्दिष्ट । यत् । उशने । काव्ये । सचा । इन्द्रः । वङ्कू । वङ्कुऽतरा । अधि । तिष्ठति । उग्रः । युयिम् । निः । अपः । स्रोतसा । असृजत् । वि । शुष्णस्य । दृंहिताः । ऐरयत् । पुरः ॥ ११ ॥

अ०—જ્યારે ઇન્દ્રદેવ, ઉશના કાવ્ય ઉપર પ્રસન્ન થયો ત્યારે તે, વાંકડામાં વાંકડા અશ્વો જોડી રથારૂઢ થયો; અથવા વાંકડા રથે વાંકડા અશ્વો જોડ્યા; પ્રતાપી ઇન્દ્રે, પલાયન કરતા મેઘમાંથી પ્રવાહરૂપે જળ-વિસર્જન કર્યું. શુષ્ણાસુરનાં મોટાં નગરો ને ( કિલ્લાઓને ) વિદાર્યા. ૧૧

आस्मारथंवृषपाणेषुतिष्ठसिशार्यातस्यप्रभृतायेषुमन्दसे ।
इन्द्रयथासुतसोमेषुचाकनोनर्वाणंश्लोकमारोहसेदिवि ॥१२॥

प०— आ । सु । रथम् । वृषऽपानेषु । तिष्ठसि । शार्यातस्य । प्रऽभृताः । येषु । मन्दसे । इन्द्र । यथा । सुतऽसोमेषु । चाकनः । अनर्वाणम् । श्लोकम् । आ । रोहसे । दिवि ॥१२॥

अ०—હે ઇન્દ્રદેવ !, તું સામર્થ્ય–સિંચક સોમરસના પાનાર્થ, પોતાની મેળેજ રથારૂઢ થઇ પ્રયાણ કરે છે. તેમાં તને આનંદ થાય તેવા અનેક ચમસો, **શાર્યાતે** તૈયાર કર્યા છે તો, અમારા સોમ-સંપન્ન યજ્ઞો વિષે જેમ તું સોમરસની કામના કરે છે તેમ, આ **શાર્યાતના** યજ્ઞ વિષે, સોમરસનું યથેચ્છાપૂર્વક પ્રાશન કર્યું. ( એમ સતે ) તું, દ્યુલોક મધ્યે મક્કમ કીર્તિને પ્રાપ્ત કરે છે. અથવા, યજમાનને દ્યુલોક મધ્યે મક્કમ કીર્તિ પ્રાપ્ત કરાવેછે. ૧૨

*अदंदा अर्भां महते वंचस्यवे कक्षीवते वृचयामिन्द्र सुन्वते ।
मेनाभवो वृषणश्वस्य सुक्रतो विश्वेत्ता ते सर्वनेषु प्रवाच्या ॥१३॥

प०— अदंदाः । अर्भाम् । महते । वचस्यवे । कक्षीवते । वृचयाम् । इन्द्र । सुन्वते । मेना । अभवः । वृषणश्वस्य । सुक्रतो । विश्वा । इत् । ता । ते । सर्वनेषु । प्रऽवाच्या ॥ १३ ॥

અ૦—હે ઇન્દ્રદેવ !, સ્તુતિ–પરાયણ, સોમરસ કાઢનાર, શ્રેષ્ઠ **કક્ષીવાન**ને, તેં **વૃચયા** નામની તરૂણી અર્પણ કરી. સુંદર પરાક્રમવાળા

---

* ટીપઃ—ભૃગુગોત્રોત્પન્ન **ચ્યવનઋષિએ શાર્યાત** રાજર્ષિના યજ્ઞ વિષે ઇન્દ્રના અશ્વની લગામ ખેંચતાં, ઇન્દ્ર ક્રોધાવિષ્ટ થયેલ તેનું સાન્તવન કરી, સોમપાન કરાવ્યું. ( કૌષિતકી–ઇતિહાસ )

**આખ્યાયિકાઃ**—**અંગરાજ** નામના રાજા, પોતાની સ્ત્રીઓ સહિત ગંગા વિષે ક્રીડા કરવા ગયેલા ત્યાં **દીર્ઘતમા** નામના ઋષિને

હે ઇન્દ્રદેવ !, તું વૃષણશ્વ (રાજા)ની **મેના** નામની કન્યા થયો. ત્હારાં તે સર્વેય કર્મો, યજ્ઞો વિષે ગાવા યોગ્ય છે. ૧૩

इन्द्रौअश्रायिसुध्योंनिरेकेपज्रेपुस्तोमोदुर्योनयूपः ।
अश्वयुर्गव्यूरथयुर्वसूयुरिन्द्रइद्रायःक्षयतिप्रयन्ता ॥१४॥

प०— इन्द्रः । अश्रायि । सुध्यः । निरेके । पज्रेषु । स्तोमः । दुर्यः । न । यूपः । अश्वयुः । गव्युः । रथयुः । वसुयुः । इन्द्रः । इत् । रायः । क्षयति । प्रयन्ता ॥ १४ ॥

अ०—ઇન્દ્રદેવ નિર્ધનતા-પ્રાપ્ત, રૂડાં કર્મ કરનાર વા, શોભન-પ્રજ્ઞ યજમાનનો આશ્રય (રક્ષણ) કરે છે. તે અંગિરાઓ મધ્યે, ઇન્દ્રની સ્તુતિ, દ્વાર-સ્તંભની પેઠે નિશ્ચલ રહેલી છે. (યજમાનાર્થ) ગાયો, રથ તથા ધન પ્રાપ્ત કરાવનાર, ધનપ્રદાતા ઇન્દ્રદેવજ, સર્વ સંપત્તિનો સ્વામી છે. ૧૪

---

તેની ભાર્યા તથા પુત્ર આદિ સાથે આવેલા જોઇ, તેને તેમાં ફેંકી દીધા; તે કોઇ નાવમાં બેસીને રાજા સમીપ આવ્યા તે જોઇ તેને સર્વજ્ઞ જાણીને, તેની પાસે પોતાની સ્ત્રી વિષે પુત્ર ઉત્પન્ન કરવાની યાચના કરી ઋષિએ હા પાડતાં રાજાની સ્ત્રીએ, ઋષિને વૃદ્ધ જાણી અવગણુના કરી પોતાની **ઉશીજ્** નામની દાસીને મોકલી; ઋષિએ, તેને મંત્રપૂત જળ વડે પવિત્ર કરી, તેની સાથે ઋષિપત્નીવત્ સંભોગ કરતાં, **કક્ષીવાન્** ઉત્પન્ન થયો. તેણે બહુ યજ્ઞો કરતાં ઇન્દ્રે સંતુષ્ટ થઇ, તેને **વૃચયા** પરણાવી.

२ वृषणश्वस्यमेनइतिवृणणश्वस्यमेनाभूत्वामघवाकुलउवासेतितांचप्राप्तयौवनांस्वयमेवइन्द्रश्चकमे। (शाट्यायनिनः)

३ वृषणश्वस्यमेनानामदुहितासतामिन्द्रश्चकमे ।
(ताण्डिनः)

इ॒दं नमो॑ वृष॒भाय॑ स्व॒राजे॑ स॒त्यशु॑ष्माय त॒वसे॑ऽवाचि ।
अ॒स्मिन्नि॑न्द्र वृ॒जने॒ सर्व॑वीराः॒ स्मत्सू॒रिभि॒स्तव॒ शर्म॑न्त्स्याम १५॥११

प०—इ॒दम् । नमः॑ । वृ॒ष॒भाय॑ । स्व॒ऽराजे॑ । स॒त्यऽशु॑ष्माय । त॒वसे॑ । अ॒वा॒चि । अ॒स्मिन् । इ॒न्द्र॒ । वृ॒जने॑ । सर्व॑ऽवीराः । स्मत् । सू॒रिऽभिः॑ । तव॑ । शर्म॑न् । स्या॒म॒ ॥ १५ ॥ ११ ॥

अ०—હે ઇન્દ્રદેવ!, અમે વર્ષણશીલ, સ્વયં-પ્રકાશમાન, અ-વિતથ-સામર્થ્ય-સંપન્ન, અત્યંત પ્રવૃદ્ધ એવા તને ઉદ્દેશી આ સ્તુતિ કરીએ છીએ. સંગ્રામ વિષે, અમે સર્વવીર ( યોદ્ધાઓ )-સંપન્ન થઇએ; ત્હારા યજ્ઞગૃહ વિષે, અમે વિદ્વાન્ ઋત્વિજો વડે સંપન્ન હોઇએ; અથવા, તેં અર્પેલ કરેલ શોભનગૃહ વિષે, અમે વિદ્વાન્-પુત્રાદિસંપન્ન હોઈએ. १५

## सूक्त ६१.

१ ऋग्मियं = ऋग्भिर्विक्रियमाणंस्तूयमानम् = ઋચાઓવડે સ્તવન કરાતા.
२ भुजे = ભોગાર્થ.
३ वस्वः = ધનસંપત્તિનો.
४ मानुषा = मनुष्याणांहितानि = મનુષ્ય-હિતકારક.
५ ऊतयः = સહાય્યકર્તા.
६ वक्षासः = प्रवर्धयितारः = પ્રવૃદ્ધિ કરાવનાર.
७ स्वभिष्टिम = રૂડાં ફળ દેનાર.
८ नयनी = ( વૃત્રવધ પ્રત્યે ) પ્રેરનાર.
९ अन्तरिक्षप्राम् = દ્યુલોકને ( પોતાના તેજવડે ) પૂરનાર. ( प्रापूरणे ).

१० शतदुरेषु = સેંકડો દ્વારવાળાં ( યંત્રો મધ્યે ).
११ गातुवित् = માર્ગ પ્રાપ્ત કરાવનાર (गाङ्गतौ तं वेदयति= लंभयति इति).
१२ ससेन = અન્નયુક્ત.
१३ वसानस्य = निवसतो वर्तमानस्य = નિવસનાર=પ્રવૃત્ત હોનાર.
१४ अद्रिं = વજ્રને.
१५ अपिधाना = अपिधानानि = आच्छदकान् मेघान् = મેઘરૂપી ઢાંકણાં. ( अपिधीयन्ते आच्छाद्यन्ते यैरिति अपिधानानि )
१६ दानुमत् = दानुमतोहिंसायुक्तस्ययद्वादानुरसुरमातात-द्भवः वृत्रादेः यद्वा शोभनदानयुक्तं (वसु) = હિંસાયુક્ત.
१७ शुप्तौ = शोभमानेस्वकीयेमुखे = પોતાના મુખ વિષેજ ( शुभ दीप्तौ ).
१८ नृमणः = नृषुयजमानेषुरक्षितव्येषुअनुग्रहबुद्धियुक्तः = યજમાનોના કલ્યાણચિંતક. ( नृषुमनोयस्यसः ).
१९ सनात् = પુરાતનકાલથીજ.
२० सध्र्यक् = सध्रीचीनं = અપરાઙ્મુખપૂર્વક. ( सहअञ्चति इति = सध्र्यक् ).
२१ वृष्ण्या = वृष्ण्यानि = वीर्यं = બળને. ( वृषसेचने ).
२२ शाकी = શક્તિયુક્ત, સામર્થ્ય–સંપન્ન.
२३ सधमादेषु = सहमादनयुक्तेषु यज्ञेषु = સાથે આનંદ પમાડનાર યજ્ઞો મધ્યે.
२४ आभूभिः = आभिमुख्येन भवन्ति इति आभुवः स्तोतारः तैः = સ્તોતાઓવડે.
२५ इनक्षतः = પ્રાપ્ત કરનાર. ( नक्षगतौ ).

२६ संदिहः = सम्यगुपचिता वल्मीकवपाः = રૂડી રીતે ઉપચયને પામેલ વલ્મીકવપા (યજ્ઞસંભાર) ને.

२७ मन्मना = सर्वस्यशोधकेन स्वतैक्ष्ण्येन = સર્વશોધક તીક્ષ્ણતા વડે.

२८ यथिम = गमनयुक्तान = પલાયન કરતાં (મેઘમાંથી).

२९ दृंहिताः = પ્રવૃદ્ધ; મોટા.

३० वृषपानेषु = वृष्णः सेचनसमर्थस्य सोमस्य पानानि तेषु = સામર્થ્યસિંચક સોમરસના પાનાર્થે

३१ चाकनः = कामयसे = કામના કરે છે.

३२ अनर्वाणं = ગમનરહિત; સ્થિર.

३३ अर्धाय = તરૂણ યુવતીને.

३४ वचस्यवे = स्तोत्रलक्षणवचः = आत्मनः इच्छते=સ્તુતિ પરાયણ

३५ सुकृत्य = શોભનકર્મ કરનાર, વા શોભનપ્રજ્ઞ.

३६ निरेके = नैर्धन्ये निमित्तभूते सति = નિર્ધનતા પ્રસંગે ( नितरां रेचनं निरेकः रिचिर् विरेचने ).

३७ दुर्यं = दुरेभवः = દ્વાર વિષે હેનાર.

३८ प्रयन्ता = ધનપ્રદાતા ( यमउपरमे )

३९ पृतने = यजनक्षणिमित्तसंग्रामे = સંગ્રામ મધ્યે.

---

# सूक्त ५२.

ऋषिः-આંગિરસ સવ્ય; દેવતાઃ-ઇન્દ્ર; છન્દઃ-૧૩-૧૫ ત્રિષ્ટુભ્, અવશિષ્ટ જગતી.

त्यंसुमेषंमहयास्वर्विदंशतंयस्यसुभ्वःसाकमीरते ।
अत्यंनवाजंहवनस्यदंरथमेन्द्रंववृत्यामवसेसुवृक्तिभिः ॥१॥

प०– त्यम् । सु । मेषम् । महय । स्वःऽविदम् । शतम् । यस्य । सुऽभ्वः । साकम् । ईरते । अत्यम् । न । वाजम् । हवनऽस्यदम् । रथम् । आ । इन्द्रम् । ववृत्याम् । अवसे । सुवृक्तिऽभिः ॥ १ ॥

અ૦—તેં શત્રુઓની સાથે સ્પર્ધા કરનાર ( મેષરૂપ ), આદિત્ય વા દ્યુલોકના જાણનાર વા પ્રાપ્ત કરાવનાર, યદ્વા, રૂડા પ્રાબલ્ય ધનના મેળવનાર તે ઇન્દ્રદેવનો, ( હે અધ્વર્યુઓ ! ) રૂડીરીતે મહિમા ગાઓ. સેંકડો સ્તોતાઓ, તેની એકઠી સ્તુતિ ગાય છે; યદ્વા, સેંકડો અશ્વો તેના રથને એકઠા હાંકે છે. અત્યંત વેગવાળા અશ્વની પેઠે, રથ વા યજ્ઞ પ્રત્યે વેગે જનાર તે ઇન્દ્રને, અમારા રક્ષણાર્થ સુંદર સ્તોત્રો વડે, રથ પ્રત્યે વાળું છું. १

सपर्वतोनधरुणेष्वच्युतःसहस्रमूतिस्तविषीषुवावृधे ।
इन्द्रोयद्वृत्रमवधीन्नदीवृतमुब्जन्नर्णांसिजर्हृषाणोअन्धसा ॥२॥

प०– सः । पर्वतः । न । धरुणेषु । अच्युतः । सहस्रम्ऽऊतिः ।

तविषीषुं । वृवृधे । इन्द्रः । यत् । वृत्रम् । अवंधीत् । नुदी-ऽवृतम् । उब्जन् । अर्णांसि । जर्हृषाणः । अन्धंसा ॥२॥

अ०—सोमलक्षण-अन्न वडे अत्यंत आनंदित थध ઇन्द्रदेवे, ज्यारे नदीना जलना आवरण करनार वृत्रासुर (त्रणे लोकना आवरण करनार)नो वध करी, जल नीचे वहेवडाव्यां त्यारे बहुविध-रक्षण-संपन्न एवो ते, सर्व पोषक उदको मध्ये पर्वत स्थिर रहे तेम स्थिर रह्यो अने बलप्रवृद्ध थयो. २

सहिद्वरोद्वरिषुवव्रऊधनिचन्द्रबुध्नोमदवृद्धोमनीषिभिः ।
इन्द्रंतमह्वेस्वपस्ययाधियामंहिष्ठरातिंसहिपप्रिरन्धसः ॥३॥

प०— सः । हि । द्वरः । द्वरिषुं । वव्रः । ऊधनि । चन्द्रऽबुध्नः । मदऽवृद्धः । मनीषिऽभिः । इन्द्रम् । तम् । अह्वे । सुऽअपस्यया । धिया । मंहिष्ठऽरातिम् । सः । हि । पप्रिः । अन्धसः ॥१॥

अ०—ते ઇन्द्रदेव, आवरण करनार शत्रुनो कट्टो शत्रु छे. ते मेघमय अन्तरिक्ष विषे व्यापी रहे छे. ( अन्तरिक्षनी पेठे ) ते सर्व प्राणिओनो आह्लादजनक छे. सोमरस वडे ते वृद्धिंगत थाय छे. हुं ते अत्यंत धनप्रवृद्ध, वा दानप्रवृद्ध (दानशूर) ઇन्द्रदेवनुं, प्राज्ञ ऋत्विज्जो सह, शोभनकर्मयोग्य-बुद्धिपूर्वक आह्वान करूं छुं. केमके यावत् अपेक्षित अन्नसंपत्तिनो पूरयिता ते छे. ३

आयंपृणन्तिदिविसद्मबर्हिषःसमुद्रंनसुभ्वःस्वाअभिष्टयः ।
तंवृत्रहत्येअनुतस्थुरूतयःशुष्माइन्द्रमवाताअह्रुतप्सवः ॥४॥

प०— आ । यम् । पृणन्ति । दिवि । सद्मऽबर्हिषः । समुद्रम् । न । सुऽभ्वः । स्वाः । अभिष्टयः । तम् । वृत्रऽहत्ये । अनु । तस्थुः । ऊतयः । शुष्माः । इन्द्रम् । अवाताः । अहुतऽप्सवः ॥ ४ ॥

अ०—समुद्रनी स्वभूता ( समुद्र प्रत्ये वहेनार ) सुंदर नदीओ, जेम समुद्रने चोमेर पूर्ण करे छे तेम जे स्वर्गावस्थित इन्द्रदेवने, यज्ञ मध्ये (दर्भासन उपर) स्थापेल सोमरस, पूर्ण करे छे ते इन्द्रदेवनी अभिमुख गतिवाळा शत्रुओनुं शोषण करनार, अजातशत्रु, शोभन अवयववाळा मरुद्देवो, वृत्रहनन-प्रसंगे सहाय्यमा उभा रहेला. ४

*अभि स्ववृष्टिं मदे अस्य युध्यतो रघ्वीरिव प्रवणे सस्रुरूतयः ।
इन्द्रो यद्वज्री धृषमाणो अन्धसा भिनद्वलस्य परिधींरिव त्रितः ५॥१२

प०— अभि । स्वऽवृष्टिम् । मदे । अस्य । युध्यतः । रघ्वीःऽइव । प्रऽवणे । सस्रुः । ऊतयः । इन्द्रः । यत् । वज्री । धृषमाणः । अन्धसा । भिनत् । वलस्य । परिधीन्ऽइव । त्रितः ॥ ५ ॥ १२ ॥

अ०—ज्यारे सोमलक्षण अन्नतुं प्राशन करी प्रगल्भ सना वज्रधारी इन्द्रदेवे, त्रिते जेम (कुवाना) ढांकणा भेदी नाख्यां तेम वलासुरना किल्लाओ भेदी नाख्या त्यारे मदयुक्त थइ युद्ध कर-

---

* सोऽङ्गारेणापः अभ्यपातयत् ततः एकतोऽजायत स द्वितीयमभ्यपातयत् ततो द्वितोऽजायत स तृतीयमभ्यपातयत् ततस्त्रितोऽजायत । तै० ब्रा० ३-२-८ ।

નાર, આ ઇન્દ્રદેવના સહાય્યકર્તા મરૂદ્દેવો, વેગવાળાં જળ નિમ્ન (ઢાળાવાળા) પ્રદેશ વિષે વેહે તેમ, વૃષ્ટિને પોતાને આધીન રોકનાર વૃત્રાસુરની અભિમુખ ત્રુટી પડયા. ૫

*परींघृणाचरतितित्विषेशवोपोवृत्वीरजसोबुध्नमाशयत् ।
वृत्रस्ययत्प्रवणेदुर्गृभिश्वनोनिजघन्थहन्वोरिन्द्रतन्यतुम् ॥६॥

प०— परि । ईम् । घृणा । चरति । तित्विषे । शवः । अपः । वृत्वी । रजसः । बुध्नम् । आ । अशयत् । वृत्रस्य । यत् । प्रवणे । दुःगृभिश्वनः । निऽजघन्थ । हन्वोः । इन्द्र । तन्यतुम् ॥ ६ ॥

अ०—ઉદકનું આવરણ કરીને અંતરિક્ષ લોકના ઉપરિપ્રદેશ વિષે, જે આશ્રય કરીને પડેલો છે તે અત્યંત સુંદર અંતરિક્ષ લોક વિષે હોનાર, દુર્ધર ( દુર્બોધ્ય ) વૃત્રાસુરને, હનુ (ગાલ) ઉપર હે ઇન્દ્રદેવ !, તેં જ્યારે પ્રહાર-વિસ્તારક વા, શબ્દકારી વજ્ર વડે પ્રહાર કરી ઠાર કર્યો ત્યારે ત્હારી દીપ્તિ, ચોમેર પ્રસરેલી અને ત્હારું બળ (પ્રતાપ) ચમકવા લાગ્યું. ૬

ह्रदंनहित्वान्यृषन्त्यूर्मयोब्रह्माणीन्द्रतवयानिवर्धना ।
त्वष्टाचित्तेयुज्यंवावृधेशवस्ततक्षवज्रमभिभूत्योजसम् ॥७॥

प०— ह्रदम् । न । हि । त्वा । निऽऋषन्ति । ऊर्मयः । ब्रह्माणि । इन्द्र । तव । यानि । वर्धना । त्वष्टा । चित् । ते । युज्यम् । ववृधे । शवः । ततक्ष । वज्रम् । अभिभूतिऽओजसम् ॥७॥

* सद्यश्चित्तावकत्वात् । तै० सं० २-४-१२ ।

અ૦—હે ઇન્દ્રદેવ !, જેમ જલપ્રવાહ જલાશયને ભરી દે છે તેમ ત્હારૂં બળ વા મહિમા વધારનારાં સ્તોત્રો, તુંને છેક ભરી દે છે. તે ત્વષ્ટા દેવેજ, તુંને-યોગ્ય બળ વધાર્યું. અને શત્રુઓનો પરાભવ કરવાને સમર્થ બળવાળું વજ્ર તૈયાર કર્યું. ૭

जघन्वाँ उ हरिभिः संभृतक्रतविन्द्र वृत्रं मनुषे गातुयन्नपः ।
अयच्छथा बाह्वोर्वज्रमायसमधारयो दिव्या सूर्यं दृशे ॥८॥

प०— जघन्वान् । ऊम् । हरिऽभिः । संभृतक्रतोइतिसंभृतऽक्रतो । इन्द्र । वृत्रम् । मनुषे । गातुऽयन् । अपः । अयच्छथाः । बाह्वोः । वज्रम् । आयसम् । अधारयः । दिवि । आ । सूर्यम् । दृशे ॥ ८ ॥

અ૦—હે પરાક્રમ-સંપન્ન, વા પ્રયાસંપન્ન ઇન્દ્રદેવ !, નિશ્ચે, મનુષ્યના હિતાર્થ ( ઉદકોનો ) વાટ-માર્ગ-ખુલ્લો કરવા ઇચ્છા કરતાં, અશ્વારૂઢ થઇ તેં વૃત્રાસુરને હણ્યો. તે પછી વૃષ્ટિજળ અત્યંત વહેવા લાગ્યાં. ત્હારા હાથ વિષે, તેં પોલાદી વજ્ર ધારણ કર્યું અને સર્વની નજર પડે તેમ સૂર્યને દ્યુલોક વિષે સ્થાપ્યો. ૮

बृहत्स्वश्चन्द्रममवद्यदुक्थ्यमकृण्वत भियसा रोहणं दिवः ।
यन्मानुषप्रधना इन्द्रमूतयः स्वर्नृषाचो मरुतोऽमदन्ननु ॥९॥

प०— बृहत् । स्वऽचन्द्रम् । अमऽवत् । यत् । उक्थ्यम् । अकृण्वत । भियसा । रोहणम् । दिवः । यत् । मानुषऽप्रधनाः । इन्द्रम् । ऊतयः । स्वः । नृऽसाचः । मरुतः । अमदन् । अनु ॥ ९ ॥

અ૦—સ્તોત્રના ગાનારા યજમાનો (ભક્તો) એ, વૃત્રભય વડે જ્યારે

સ્વકીય આહ્લાદક, તેજ–સંપન્ન, બલ–સંપન્ન, સ્વગરિાહક, શ્રેષ્ઠ બૃહત્સ્તોત્ર રચ્યું ( ગાયું ), જ્યારે મનુષ્યહિતાર્થ સંગ્રામ વિષે પ્રવૃત્ત થનાર, દ્યુલોકના રક્ષક, ( પ્રાણ સ્વરૂપે ) લોકસેવક મરૂદ્દેવોએ, ઇન્દ્રને આનંદિત ( પ્રોત્સાહિત ) કર્યો, ( ત્યારે તે વૃત્રને હણવા તત્પર થયો ). ૯

द्यौश्चित्तस्यामवाँ अहेः स्वनादयोयवीद्भियसा वज्र इन्द्र ते ।
वृत्रस्य यद्बद्धधानस्य रोदसी मदे सुतस्य शवसाभिनच्छिरः ॥१०॥१२

प०– द्यौः । चित् । अस्य । अमऽवान् । अहेः । स्वनात् । अयोयवीत् । भियसा । वज्रः । इन्द्र । ते । वृत्रस्य । यत् । बद्बधानस्य । रोदसी । मदे । सुतस्य । शवसा । अभिनत् । शिरः ॥ १० ॥ १२ ॥

अ०—બલવાન્ દ્યુલોક સુદ્ધાં, વૃત્રાસુરની ગર્જનાથી ભય વડે છેક પૃથગ્ભૂત થયો ( કંપવા લાગ્યો ). હે ઇન્દ્રદેવ !, સોમપાન વડે આનંદિત થઇ, દ્યાવાપૃથિવીને ઉપદ્રવ કરનાર ( બાધનશીલ ) વૃત્રાસુરનું શિર. તેં ત્હારા વજ્ર–બળ વડે છેદી નાખ્યું ( ત્યારે દ્યુલોક ભયરાહિત્યપૂર્વક નિશ્ચળ થયો ). ૧૦

यदिन्न्विन्द्र पृथिवी दशभुजिरहानि विश्वा ततनन्त कृष्टयः ।
अत्राह ते मघवन्विश्रुतं सहो द्यामनु शवसा बर्हणा भुवत् ॥११॥

प०– यत् । इत् । नु । इन्द्र । पृथिवी । दशऽभुजिः । अहानि । विश्वा । ततनन्त । कृष्टयः । अत्र । अह । ते । मघऽवन् । विऽश्रुतम् । सहः । द्याम् । अनु । शवसा । बर्हणा । भुवत् ॥ ११ ॥

અ૦—હે ઇન્દ્રદેવ !, જો નિશ્ચે પૃથિવી દશપટ થાય અને સર્વ મનુષ્યો, સતત ( આયુષ્ય ) વિસ્તારવાળાં થાય તોજ હે ધનવન્ દેવ !, ત્હારા પ્રસિદ્ધ સામર્થ્ય તથા બળ વડે કરેલ વૃત્રવધરૂપી પરાક્રમ, દ્યુલોકવત્ મહાન્ વિસ્તારવાળાં થાય. ૧૧

त्वमस्यपारेरजसोव्योमनःस्वभूत्योजाअवसेधृषन्मनः ।
चकृषेभूमिंप्रतिमानमोजसोपःस्वःपरिभूरेष्यादिवम् ॥१२॥

પ૦– त्वम् । अस्य । पारे । रजसः । विऽओमनः । स्वभूतिऽओजाः । अवसे । धृषत्ऽमनः । चकृषे । भूमिम् । प्रतिऽमानम् । ओजसः । अपः । स्व१रिति स्वः । परिऽभूः । एषि । आ । दिवम् ॥ १२ ॥

અ૦—શત્રુઓના પરાભવનું ચિંતવન કરનાર હે ઇન્દ્રદેવ !, આ વિસ્તૃત અંતરિક્ષ અને રજોલોક ( દ્યુલોક )ના પાર ( ઉપરિ પ્રદેશ વિષે) રહી, સ્વતઃપરાક્રમશીલ એવા તેં, અમારા સંરક્ષણાર્થે ભૂલોકને નિર્માણ કર્યો. બલિષ્ઠ ( દેવતાઓ )ના બલનો તું પ્રતિનિધિ છે. તું રૂડા, ગંતવ્ય એવા અંતરિક્ષ અને દ્યુલોકને, ચોમેર વ્યાપી રહેલો છે. ૧૨

त्वंभुवःप्रतिमानंपृथिव्याऋष्ववीरस्यबृहतःपतिर्भूः ।
विश्वमाप्राअन्तरिक्षंमहित्वासत्यमद्धानकिरन्यस्त्वावान् ॥१३॥

પ૦– त्वम् । भुवः । प्रतिऽमानम् । पृथिव्याः । ऋष्वऽवीरस्य बृहतः । पतिः । भूः । विश्वम् । आ । अप्राः । अन्तरिक्षम् । महिऽत्वा । सत्यम् । अद्धा । नकिः । अन्यः । त्वाऽवान् ॥ १३ ॥

અ૦—હે ઇન્દ્રદેવ !, તું વિસ્તીર્ણ ભૂમિનો પ્રતિમાન-પ્રતિનિધિ-છે. ( અર્થાત્ ભૂલોકની પેઠે, તું મહાન્ અચિંત્ય શક્તિવાળો છે. ) સુંદર ઐશ્વર્યવાળા દેવો વડે, મહત્તાવાળા સ્વર્ગલોકનો તું અધિપતિ (પાલયિતા) છે. નિશ્ચે, તું ત્હારા મહિમા વડે, સર્વ અંતરિક્ષને ચોમેર પૂર્ણ કરે છે-ભરી-દે છે. ૧૩

नयस्यद्यावापृथिवीअनुव्यचोनसिन्धवोरजसोअन्तमानशुः ।
नोतस्ववृष्टिमदेअस्ययुध्यतएकोअन्यच्चकृषेविश्वमानुषक् ॥१४॥

प०— न । यस्य॑ । द्यावा॑पृ॒थि॒वी । अनु॑ । व्यचः॑ । न । सिन्ध॑वः । रज॑सः । अन्त॑म् । आ॒न॒शुः । न । उ॒त । स्वऽवृ॑ष्टिम् । मदे॑ । अ॒स्य॒ । युध्य॑तः । एकः॑ । अ॒न्यत् । च॒कृ॒षे । विश्व॑म् । आ॒नु॒षक् ॥ १४ ॥

અ૦—જેના વ્યાપકપણાનો અંત, દ્યાવાપૃથિવીને લાગેલો નથી. જેના તેજનો અંત, અંતરિક્ષલોક ઉપર વહેનારાં જળોને લાગેલો નથી. વળી, (સોમપાન વડે) મદયુક્ત થઇ, વૃષ્ટિજળને પોતાને તાબે રોકનાર વૃત્રાસુર સાથે યુદ્ધ કરનાર આ ઇન્દ્રના બળનો અંત, (વૃત્રાદિકને) લાગેલો નહીં. ( એથી હે ઇન્દ્રદેવ ! ), તું એકજ ( સર્વશક્તિમાન્ ) છે. અન્ય અખિલ વિશ્વ, તુંનેજ આધીન છે. ૧૪

*आर्चन्नत्रमरुतःसस्मिन्नाजौविश्वेदेवासोअमदन्ननुत्वा ।
वृत्रस्ययद्भृष्टिमतावधेननित्वमिन्द्रप्रत्यानंजघन्थ ॥१५॥१४॥

---

* वज्रोयापययद्यूपःसोऽष्टाश्रिःकर्तव्योऽष्टाश्रिर्वैवज्र । ऐ० ब्रा० २-१. ।

प० — आर्चन् । अत्रं । मुरुतः । सस्मिन् । आजौ । विश्वे । देवासः । अमदन् । अनु । त्वा । वृत्रस्य । यत् । भृष्टिऽमता । वधेन । नि । त्वम् । इन्द्रम् । प्रति । आनम् । जघन्थ ॥१५॥१४

अ० — હે ઇન્દ્રદેવ¹, આ સંગ્રામ વિષે, મરૂદ્દેવોએ ("प्रहरभगवो-जहिवीरयस्व" એમ વચન વડે) ત્હારી અર્ચા–સ્તુતિ કરેલી અથવા, સર્વ સંગ્રામો વિષે, તીક્ષ્ણ ધારવાળા વજ્રવડે તેં જ્યારે વૃત્રના મુખ, વા નાક ઉપર પ્રહાર કર્યો ત્યારે તે સર્વેય (મરૂત્ )દેવોએ, ( ત્હારી સહાય્ય કરી ) તને આનંદિત કરેલો, પશ્ચા, તને આનંદ પમાડી, તેઓ પણ આનંદિત થયા. १५

## सूक्त ५२.

१ सुभ्वः = સ્નોતાઓ; પશ્ચા, અશ્વો. ( सुष्ठुभवन्तिइति = सुभ्वः ).
२ अत्यं = गमनसाधनं = વાહનભૂત અશ્વ.
३ हवनस्यदम् = हवनमाह्वानंयागंवाप्रतिवेगेनगच्छन्तं = હાંક પ્રત્યે, વા યાગ પ્રત્યે વેગે જનાર ( स्यन्दूप्रस्रवणेस्य-दोर्जवे ).
४ अन्धसा = સોમલક્ષણ અન્નવડે. ( अद्यतेइतिअन्धः )
५ जहृषाणः = અત્યંત આનંદિત થઇને ( हृषतुष्टौ ).
६ अर्णांसि = જળ.
७ धरुणेषु = સર્વધારક (જળમધ્યે).
८ तविषीषु = બળ વિષે.
९ उब्जन् = अधःपातयन् = નીચે વહેવડાવી. (उब्जआर्जवे)
१० परिषु = आवरीतृषुशत्रुषु = આવરણ કરનાર શત્રુ પરત્વે.
११ दरः=अतिशयेनावरीता = કઠો શત્રુ, શત્રુ–જયશીલ; ( दर= दरस्यावृणोतिइति = दरः ).

१२ वव्रः = सम्भक्तः = सेवित ( व्रियतेसंभज्यते = वव्रः । वृङ्सम्भक्तौ ).

१३ ऊधनि = उद्धृतजलवति = मेधमय ( उत्‌ऊर्ध्वंध्रियते- स्मिन्‌जलमित्यूधः तस्मिन्‌ )

१४ चन्द्रबुध्नः = आह्लादकमूलक = આહ્‌લાદજનક. ( चदि- आह्लादनेदीप्तौचा )

१५ स्वपस्यया = શોભન કર્મ યોગ્ય. ( शोभनंअपःस्वपःतदर्ह तिइतितया । अपः कर्म ).

१६ मंहिष्ठरातिम् = प्रवृद्धधनं वादानं = ધન વા દાનપ્રવૃદ્ધ.

१७ पप्रिः = પૂરયિતા.

१८ सुभ्वः = નદીઓ.

१९ स्वाः = સ્વભૂતા.

२० अभिष्टयः = आभिमुख्येनगमनवत्यः = અભિમુખ ગતિ- વાળા. ( इष्टयपषणानि ).

२१ शुष्माः = શત્રુઓના શોષયિતા.

२२ अयाताः=શત્રુરહિત. (यान्तिप्रतिकूल्येनगच्छन्तीतियाताः शत्रवः तद्रहिताः).

२३ अह्रुतप्सवः = અકુટિલ રૂપવાળા; સુંદર અંગવાળા ( ह्रुकौ- टिल्येप्साभक्षणे ).

२४ रघ्वीः = ગમન-સ્વભાવ; વેગવાળાં. ( रघिर्गत्यर्थः )

२५ बुध्नम् = ઉપરિપ્રદેશ.

२६ प्रवणे = प्रकर्षेण वननीये = અત્યંત સુંદર.

२७ दुर्गृभिश्वनः = दुर्ग्रहव्यापनस्य = દુર્ધર. ( ग्रहउपादाने अशूव्याप्तौ ).

२८ तन्यतुम् = प्रहारं विस्तारयन्तं यद्वा शब्दकारिणं वज्रं = પ્રહાર-વિસ્તારક, વા શબ્દકારી વજ્ર.

२९ वृत्वी = आवृत्य = આવરણ કરીને.
३० घृणा = ( શત્રુજયલક્ષણા ) દીપ્તિ.
३१ तितिविषे = પ્રદીપ્ત થઇ.
३२ न्यृषन्ति = नितरां प्राप्नुवन्ति = છેક પ્રાપ્ત કરે છે. ( ऋषगतौ ).
३३ संभृतक्रतो = ( सम्पादितकर्मन् ) = પરાક્રમ-સંપન્ન.
३४ गातुयन् = मार्गमिच्छन् = વાટ-માર્ગ ખુલ્લો કરવા ઇચ્છતાં.
३५ अमवत् = બલ-સંપન્ન. ( अमतिशत्रून् रुजत्यनेन इति अमोबलं तद्युक्तम् .
३६ मानुषप्रधनाः = મનુષ્યના હિતાર્થ સંગ્રામમાં ઉતરનાર. ( प्रकीर्णानि अस्मिन् धनानि भवन्ति इति प्रधनः = संग्राम ).
३७ नृषाचः = પ્રાણ-સ્વરૂપે નરોનું સેવન કરનારા.
३८ अयोयवीत् = અત્યંત પૃથગ્વિધ થયું. ( युमिश्रणे ).
३९ बद्बधानस्य = બાધનશીલ. ( बाधृविलोडने ).
४० दशभुजिः = દશગુણિત.
४१ कृष्टयः = મનુષ્યો.
४२ वर्हणा = વધક્રિયા. ( वर्हहिंसायां )
४३ परिभूः = પરિગ્રહીતા.
४४ ऋष्वयोरस्य = दर्शनीयायोरायस्यतथोक्तस्य = સુંદર ઐશ્વર્યવાન્ દેવોન.
४५ त्वावान् = તારા જેવો બીજો.
४६ व्यचः = વ્યાપન.
४७ तस्मिन् = तस्मिन् यष्वा सर्वस्मिन् = તે યષ્વા સર્વ વિષે.
४८ भृष्टिमता = તીક્ષ્ણધારવાળા. ( भ्रंशयतिशत्रून् इतिभृष्टिः = अभ्रि.तद्वता ).

---

## सूक्त ५३.

ઋષિ:-આંગિરસ સવ્ય; દેવતા:-ઇન્દ્ર; છન્દઃ-૧-૯; જગતી, ૧૦-૧૧ ત્રિષ્ટુભ્.

न्यू॒३॒षु वाचं॒ प्र म॒हे भ॑रामहे॒ गिर॒ इन्द्रा॑य॒ सद॑ने वि॒वस्व॑तः ।
नू चि॒द्धि रत्नं॑ स॒स॒ताम् इ॒वावि॑द॒न्न दु॑ष्टु॒तिर्द्र॑विणो॒देषु॑ शस्यते ॥१॥

प०– नि । ऊम् । सु । वाच॑म् । प्र । म॒हे । भ॒राम॒हे । गिरः॑ । इन्द्रा॑य । सद॑ने । वि॒वस्व॑तः । नु । चि॒त् । हि । रत्न॑म् । स॒स॒ताम्ऽइ॑व । अवि॑दत् । न । दुःऽस्तु॒तिः । द्र॒वि॒णः॒ऽदेषु॑ । शस्य॒ते ॥ १ ॥

અ०—મહાન્ ઇન્દ્રાર્થે, અમે નિરંતર શોભન સ્તોત્ર પ્રયોજીએ છીએ. પરિચર્યા કરનાર યજમાનના યજ્ઞગૃહવિષે, ઇન્દ્રાર્થ સ્તોત્રો રચાય છે–ગવાય–છે. કેમકે, સુતેલ પુરૂષોનું ધન જેમ ચોર લઇ લે તેમ તે ઇન્દ્રદેવ, ( અસુરોના ) રમણીય ધનને લઇ લે છે. ( એથી, તે આપણને ધન અર્પણ કરવાને સમર્થ હોય છે ). ધનદાતા પરત્વે, અસમીચીન સ્તુતિ કરાય નહિં ( એથી અમે ઇન્દ્રાર્થે, શોભન-સ્તોત્ર પ્રયોજીએ છીએ. ) १

दु॒रो अश्व॑स्य दु॒र इ॑न्द्र॒ गोर॑सि दु॒रो यव॑स्य॒ वसु॑न इ॒नस्पतिः॑ ।
शि॒क्षा॒न॒रः प्र॒दिवो॒ अका॑मकर्शनः॒ सखा॒ सखि॑भ्य॒स्तमि॒दं गृ॑णीमसि ॥ २ ॥

प०– दुरः॑ । अश्व॑स्य । दुरः॑ । इ॒न्द्र॒ । गोः । अ॒सि॒ । दुरः॑ । यव॑स्य ।

वसुनः । इनः । पतिः । शिक्षाऽनरः । प्रऽदिवः । अकामऽकर्शनः । सखा । सखिऽभ्यः । तम् । इदम् । गृणीमसि ॥२॥

अ०—હે ઇન્દ્રદેવ !, તું અશ્વને દેનાર, પશુઆદિનો દેનાર તથા યવાદિ ધાન્યનો દેનાર છે. તું સંપત્તિનો સ્વામી, સર્વનો પાલયિતા, દાનનેતા, પુરાતન, (યજમાનોની) ઇચ્છાનો નાશ ન કરનાર, અર્થાત્ તેમની કામનાઓને પૂર્ણ કરનાર તથા ઋત્વિજોને પ્રિય છે. તે રીતના ઇન્દ્રપ્રત્યે, અમે આ સ્તોત્ર ગાઇએ છઇએ. ૨

शचीवइन्द्रपुरुकृद्द्युमत्तमतवेदिदमभितश्चेकितेवसु ।
अतःसंगृभ्याभिभूतआभरमात्वायतोजरितुःकाममूनयीः ॥३॥

प०—शचीऽवः । इन्द्र । पुरुऽकृत् । द्युमत्ऽतम । तव । इत् । इदम् । अभितः । चेकिते । वसु । अतः । सम्ऽगृभ्य । अभिऽभूते । आ । भर । मा । त्वाऽयतः । जरितुः । कामम् । ऊनयीः ॥ ३ ॥

अ०—હે પ્રજ્ઞાવન્, (વૃત્રવધાદિક) અનેક પરાક્રમ કરનાર, અત્યંત દેદીપ્યમાન ઇન્દ્રદેવ !, ચોમેર આ ત્હારીજ સંપત્તિ દીસે છે એમ અમને સુવિદિત છે; એથી, હે શત્રુઓનો પરાભવ કરનાર દેવ !, તું તે (સંપત્તિ)ને રૂડીરીતે ગ્રહણ કરી, અમને અર્પણ કર્ય. ત્હારી આશા કરનાર સ્તોતાજનના મનોરથનો ભંગ મ કર્ય. ૩

एभिर्द्युभिःसुमनाएभिरिन्दुभिर्निरुन्धानोअमतिंगोभिरश्विना ।
इन्द्रेणदस्युंदरयन्तइन्दुभिर्युतद्वेषसःसमिषारभेमहि ॥४॥

प०— एभिः । द्युऽभिः । सुऽमनाः । एभिः । इन्दुऽभिः । निःऽरुन्धानः । अमतिम् । गोभिः । अश्विना । इन्द्रेण । दस्युम् । दरयन्तः । इन्दुऽभिः । युतऽद्वेषसः । सम् । इषा । रभेमहि ॥ ४ ॥

अ०—हे इन्द्रदेव !, (अमे अर्पण करेल) आ चरु-पुरोडाशादि तथा आ सोमरस वडे प्रसन्न थइ, तुं अमने गायो तथा अश्वो अर्पण करी, अमारुं दारिद्र निवृत्त करी, शोभनमनस्क हो. सोमरस वडे प्रसन्न थयेल इन्द्रनी सहाय्य वडे, शत्रुनो पराभव करी, अमे निःशत्रु थइ अन्न-संपन्न थइए. ४

समिन्द्र रायासमिषारभेमहिसंवाजेभिःपुरुश्चन्द्रैरभिद्युभिः ।
संदेव्याप्रमत्यावीरशुष्मयागोअग्रयाश्वावत्यारभेमहि ॥५॥२५॥

प०— सम् । इन्द्र । राया । सम् । इषा । रभेमहि । सम् । वाजेभिः । पुरुऽचन्द्रैः । अभिद्युऽभिः । सम् । देव्या । प्रऽमत्या । वीरऽशुष्मया । गोऽअग्रया । अश्वऽवत्या । रभेमहि ॥५॥२५

अ०—हे इन्द्रदेव !, अमे धन, अन्न तथा अतिशय आह्लादकारक तथा तेजस्वी बळवडे युक्त थइए. अमे द्योतमान, शत्रुसंहार-समर्थ, गायो तथा अश्वोने प्राप्त करावनार त्हारी अत्यंत कृपा वडे युक्त थइए. ५

तेत्वामदाअमदन्तानिवृष्ण्यातेसोमासोवृत्रहत्येषुसत्पते ।
यत्कारवेदशवृत्राण्यप्रतिबर्हिष्मतेनिसहस्राणिबर्हयः ॥६॥

प०— ते । त्वा । मदाः । अमदन् । तानि । वृष्ण्या । ते । सोमासः ।

वृत्रहत्येषु । सत्ऽपते । यत् । कौरवे । दश । वृत्राणि ।
अप्रति । बर्हिष्मते । नि । सहस्राणि । बर्हयः ॥ ६ ॥

અ०—હે સત્પુરૂષોના પાલયિતા ( ઇન્દ્રદેવ ! ), જ્યાં તેં સ્તોત્રકર્તા, યજ્ઞસંપન્ન યજમાનાર્થે, હજારો આવરક ઉપદ્રવનો, શત્રુ વડે કાંઇ પણ પ્રતિરોધ થયા વિના નાશ કર્યો તે વૃત્રહનન-પ્રસંગે, તે માદક-પ્રોત્સાહક-મરૂદ્દેવોએ, તે ( ચરૂપુરોડાશાદિક ) સેચન-સમર્થ-બલસંપન્ન-હવિએ તથા તે સોમરસે, તને આનંદિત કરેલો. ६

युधायुधमुपघेदेषिधृष्णुयापुरापुरंसमिदंहंस्योजसा ।
नम्यायदिन्द्रसख्यापरावतिनिबर्हयोनमुचिंनाममायिनम् ॥७॥

प०— युधा । युधम् । उप । घ । इत् । एषि । धृष्णुऽया । पुरा ।
पुरम् । सम् । इदम् । हंसि । ओजसा । नम्या । यत् । इन्द्र ।
सख्या । पराऽवति । निऽबर्हयः । नमुचिम् । नाम । मायि-
नम् ॥ ७ ॥

અ०—હે ઇન્દ્રદેવ !, તું શત્રુઓનું ધર્ષણ કરનાર, યુદ્ધ ઉપર યુદ્ધ કરનાર-સર્વદા યુદ્ધશીલ-છે. ત્હારા સામર્થ્ય વડે, (અસુરોના) નગરની સાથે, આ નગરનો તું છેક વિનાશ કરે છે. હે ઇન્દ્રદેવ !, (શત્રુપરત્વે) નીચે નમી સંહાર કરનાર, સખારૂપ (સહાયભૂત) વજ્રવડે, તેં દૂર દેશ વિષે, નમુચિ નામના માયાવી અસુરને છેક ઠાર કર્યો. ( એથી, ત્હારીજ સ્તુતિ કરીએ છીએ. ) ७

त्वंकरञ्जमुतपर्णयंवधीस्तेजिष्ठयातिथिग्वस्यवर्तनी ।
त्वंशतावङ्गृदस्याभिनत्पुरोनानुदःपरिषूताऋजिश्वना ॥८॥

प०— त्वम् । करंञ्जम् । उत । पर्णयम् । वधीः । तेजिष्ठया । अतिथिऽग्वस्य । वर्तनी । त्वम् । शता । वंगृदस्य । अभिनत् । पुरः । अनानुऽदः । परिऽसूताः । ऋजिश्वना ॥ ८ ॥

अ०—हे ઇन्द्रदेव !, तें કરંજ તથા પર્ણય નામના અસુરને, અતિથિગ્વ નામના રાજા અર્થે, અતિશય તેજસ્વી, શત્રુપ્રેરણ–કુશલા–શક્તિ વડે, હણેલા; અનુચરરહિત, તેં કેવળ એકલાએ, ઋજિશ્વા નામના રાજાએ ચોમેર વેઢા ઘાલેલ, વંગૃદાસુરનાં સેંકડો નગરોને ભેદી નાંખ્યાં ८

त्वमेताञ्जनराज्ञो द्विर्दशाबन्धुना सुश्रवसोपजग्मुषः ।
षष्टिं सहस्रा नवतिं नव श्रुतो नि चक्रेण रथ्या दुष्पदावृणक् ॥९॥

प०—त्वम् । एतान् । जनऽराज्ञः । द्विः । दश । अबन्धुना । सुऽश्रवसा । उपऽजग्मुषः । षष्टिम् । सहस्रा । नवतिम् । नव । श्रुतः । नि । चक्रेण । रथ्या । दुःऽपदा । अवृणक् ॥९॥

अ०—હે ઇન્દ્રદેવ !, સહાયરહિત સુશ્રવસા ઉપર હલ્લો કરનાર, આ વીશ રાજા તથા તેમના સાઠહજાર અને નવાણું અનુચરોને, દુષ્પ્રાપ્ય રથચક્ર વડે, છેક છેદી નાંખ્યા ત્યારથી તારી પ્રખ્યાતિ થયેલી. ९

त्वमाविथ सुश्रवसं तवोतिभिस्तव त्रामभिरिन्द्र तूर्वयाणम् ।
त्वमस्मै कुत्समतिथिग्वमायुं महे राज्ञे यूने अरन्धनायः ॥१०॥

प०— त्वम् । आविथ । सुऽश्रवसम् । तव । ऊतिऽभिः । तव । त्रामऽभिः । इन्द्र । तूर्वयाणम् । त्वम् । अस्मै । कुत्सम् ।

अतिथिऽग्वम् । आयुम् । महे । राज्ञे । यूने । अरन्धनायः ॥ १० ॥

अ०—હે ઇન્દ્રદેવ !, તેં ત્હારી કૃપા વડે, સુશ્રવસનું સંરક્ષણ કર્યું. તેં ત્હારા પાલક-બળવડે, તૂર્વયાણનું સંરક્ષણ કર્યું. તેં કુત્સ, અતિથિગ્વ અને આયુ રાજાઓને, મહાન્ તરૂણ સુશ્રવસ રાજાને તાબે આપ્યા. १०

य उदृचीन्द्र देवगोपाः सखायस्ते शिवतमा असाम ।
त्वां स्तोषाम त्वया सुवीरा द्राघीय आयुः प्रतरं दधानाः ॥११॥१६॥

प०— ये । उत्ऽऋचि । इन्द्र । देवऽगोपाः । सखायः । ते । शिवऽतमाः । असाम । त्वाम् । स्तोषाम । त्वया । सुऽवीराः । द्राघीयः । आयुः । प्रऽतरम् । दधानाः ॥ ११ ॥ १६

અ૦—હે ઇન્દ્રદેવ !, દેવો વડે, યજ્ઞ-સમાપ્તિ-પર્યંત જેનું રક્ષણ થયેલું છે તે અમે, તને અત્યંત પ્રિય છઇએ. અમે કલ્યાણ-સંપન્ન થઇએ. (યજ્ઞસમાપ્ત્યુત્તર કાલ વિષે પણ) અમે, ત્હારી સ્તુતિ કરીએ છઇએ. તું વડે, અમે શોભનપુત્રસંપન્ન તથા દીર્ઘાયુષ્યને પ્રકૃષ્ટતરપૂર્વક ધારણ કરનારા થઇએ. ११

## सूक्त ५३.

१ ससताम् = स्वपतां = સુતેલા. ( षस स्वप्ने ).
२ द्रविणोदेषु = ધનદાતાઓ પરત્વે.
३ दुरः = દાતા. ( दाञ् दाने ).
४ इनः = સ્વામી.
५ शिक्षानरः = शिक्षाया दानस्य नेता = દાનનેતા.

६ अकामकर्शनः = કામનાનો નાશ ન કરનાર (कर्शनाशने).
७ शाचीयः = પ્રજ્ઞાવન્.
८ संगृभ्य = રૂડી રીતે ગ્રહણ કરીને.
९ त्वायतः = त्वामात्मन इच्छतः = ત્હારી આશા કરનાર.
१० ऊनयीः = परिहीनं कार्षीः = ભંગ કર્યું.
११ अमतिं= દારિદ્ર. (मन्तव्यामतिः ऐश्वर्येन मतिः अमतिः)
१२ निरुन्धानः = નિવૃત્ત કરીને. ( रुधिर् आवरण ).
१३ दुरयन्तः = हिंसन्तः = હિંસા કરીને.
१४ युतद्वेषसः = पृथग्भूतशत्रुकाः = નિઃશત્રુ.
१५ संरभेमहि = संगच्छेमहि = સંયુક્ત થઇએ.
१६ वृष्ण्या = સેચનસમર્થ-જલસંપન્ન-હવિ.
१७ नियर्हयः = न्यवधीः = વધ કર્યો.
१८ कारवे = સ્તુતિકર્તાના અર્થે.
१९ नम्या = नमनशीलेन = નીચે નમનાર.
२० परावति = દૂર દેશ વિષે.
२१ वर्तनी = वर्तन्या शत्रुप्रेरणकुशलयाशक्त्या = શત્રુપ્રેરણ-કુશલા-શકિતવડે.
२२ परिपुता = परितोवष्टब्धाः = ચોમેર વેઢા ઘાલેલા.
२३ अनानुदः = अनुपश्चात् धतिप्रणदयति इति अनुदोनुचरः तादृशानुचररहितः = અનુચરરહિત કેવળ એકલો.
२४ श्रुतः = પ્રખ્યાત.
२५ दुष्पदा = दुष्प्रपदनेन = ( શત્રુઓવડે ) પ્રાપ્ત કરવાને અશક્ય = દુષ્પ્રાપ્ય.
२६ त्रामभिः= त्रायकैः पालकैः बलैः = પાલક બલવડે. ( त्रैङ् पालने )
२७ अरन्धनायः = વશ કર્યા. ( रध्यतिर्वशगमने ).

२८ द्राघीयः = અત્યંત દીર્ઘ.
२९ उदचि = उदर्के = યજ્ઞ-સમાપ્તિ-પર્યંત.
३० असाम = अभूम = હતા. ( अस्भुवि ).
३१ प्रतरम् = પ્રકૃષ્ટતર.
३२ अप्रति = शत्रुभिः अप्रतिगमः = શત્રુના પ્રતિરોધ વિના.

---

## सूक्त ५४.

ઋષિ:–આંગિરસ સવ્ય. દેવતા:–ઇન્દ્ર; છન્દઃ–૫.૬,૮,૯,૧૧ ત્રિષ્ટુભ્, અવશિષ્ટ–જગતી.

मानो॑अ॒स्मिन्म॑घवन्पृ॒त्स्वंह॑सि॒न॒हि॒ते॑अन्तः॒शव॑सः॒परी॒णशे॑ ।
अक्र॑न्दयो॒न॒द्यो॒॑रोरु॑व॒द्वना॑कथा॒नक्षो॒णीभि॒यसा॒सम॑रत ॥१॥

५०— मा । नः॒ । अ॒स्मिन् । म॒घ॒ऽवन् । पृ॒त्ऽसु । अंह॑सि । न॒हि । ते॒ । अन्तः॑ । शव॑सः । प॒रि॒ऽनशे॑ । अक्र॑न्दयः । न॒द्यः॑ । रोरु॑वत् । वना॑ । क॒था । न । क्षो॒णीः । भि॒यसा॑ । सम् । आ॒र॒त॒ ॥ १ ॥

અ૦—હે સંપત્તિમાન્ ઇન્દ્રદેવ !, તું અમને આ પાપી (પાપફલભૂત) સંગ્રામ વિષે, (એકલા) મ ફેંકય. ત્હારા બળનો છેક અંત લાવવો શકય નથી. (અન્તરિક્ષ વિષે રહી) તું અત્યંત મોટી ગર્જના કરતો, નદી તથા તેનાં જળને ગજાવે છે. પૃથિવી આદિ ત્રણે લોક, ત્હારા ભય વડે, કેમ એકત્ર થયા વિના રહે ? ૧

अर्चा॑ शु॒क्राय॑ शा॒किने॒ शची॑वते शृ॒ण्वन्त॒मिन्द्रं॑ म॒हय॑न्न॒भि ष्टु॑हि ।
यो धृ॒ष्णुना॒ शव॑सा॒ रोद॑सी उ॒भे वृषा॑ वृष॒त्वा वृ॑ष॒भो न्यृ॒ञ्जते॑ ॥२॥

प०— अर्च॑ । शु॒क्राय॑ । शा॒किने॑ । शची॑ऽवते । शृ॒ण्वन्त॑म् । इन्द्र॑म् । म॒हय॑न् । अ॒भि । स्तु॒हि॒ । यः । धृ॒ष्णुना॑ । शव॑सा । रोद॑सी॒ इति॑ । उ॒भे इति॑ । वृषा॑ । वृ॒ष॒ऽत्वा । वृ॒ष॒भः । नि॒ऽऋ॒ञ्जते॑ ॥ २ ॥

अ०—हे अध्वर्यो !, शकितसंपन्न, बुद्धिसंपन्न इन्द्रार्थ, स्तोत्र गाओ. स्तुतिनी कदर करनार ते इन्द्रनो महिमा गाइ, अभिमुखे स्तुति करो. जे इन्द्र, पोतानी साहसी–शकित वडे, उभय द्यावापृथिवीने छेक वश करे छे ते सेचनसमर्थ ( जळ वरसाववाने समर्थ ) छे. तेज सेचनसामर्थ्य वडे, ते कामनाओ पूरवा, जळनो वरसावनार छे. २

*अर्चा॑ दि॒वे बृ॑ह॒ते शू॒ष्यं१॒॑ वचः॒ स्वक्ष॑त्रं॒ यस्य॑ धृष॒तो धृ॒षन्मनः॑ ।
बृ॒हच्छ्र॑वा॒ असु॑रो ब॒र्हणा॑ कृ॒तः पु॒रो हरि॑भ्यां वृष॒भो रथो॒ हि षः ॥३॥

प०— अर्च॑ । दि॒वे । बृ॒ह॒ते । शू॒ष्य॑म् । वचः॑ । स्वऽक्ष॑त्रम् । यस्य॑ । धृ॒ष॒तः । धृ॒षत् । मनः॑ । बृ॒हत्ऽश्र॑वाः । असु॑रः । ब॒र्हणा॑ । कृ॒तः । पु॒रः । हरि॑ऽभ्याम् । वृ॒ष॒भः । रथः॑ । हि । सः ॥३॥

अ०—( हे स्तोता ! ), तुं तेजस्वी, श्रेष्ठ इन्द्रार्थ, सुखकर स्तोत्र गा. शत्रुओनुं धर्षण (पराभव) करनार एवा जे इन्द्रदेवनुं मन, स्वभूत–बल–संपन्न तथा प्रगल्भ होय छे ते निश्चे, अत्यंत कीर्तिमान् शत्रुओनो निरास करनार, मघवा, बलसंपन्न, वा प्राण ( आपोजळ ) दाता, शत्रुनाशक, अश्वो वडे

* प्राणाधाआपः । तै० ब्रा० ३-२-५. ।

## सूक्त ५४.

* १ इन्द्र=इन्द्रइरांदृणातीति वेरांददातीति वेरांदधातीति वेरांदारयतेइति वेरान्धारयतइति वेन्दवेद्रवतइति वेन्दौरमतइति वेन्धेभूतानीतिवातद्वेनं प्राणेसमैन्धं-स्तदिन्द्रस्य इन्द्रत्वमितिविज्ञायत इदंकरणादित्याग्राय इददर्शनादित्यौपमन्यवइन्दतेर्वैश्वर्यकर्मणइन्छत्रूणांदार यितावाद्रावयिता वादरयिता वा च यज्वनाम ( नि० १०-८ ).

२ पृत्सु = પાપફલભૂત સંગ્રામ મધ્યે.

३ वना = ઉદક.

४ कथा = कथं = કયા પ્રકારે ?

५ समारत = संगच्छन्ते = એકત્ર થવું.

६ शाकिने = शक्तियुक्ताय = શક્તિ-સંપન્ન.

७ धृष्णुना = धर्षकेण = પરાભવ કરનાર.

८ वृषत्वा = वृषत्वेन = सेचनसमर्थ-સામર્થ્ય વડે.

९ न्यृञ्जते = नितरांप्रसाधयति = છેક વશ કરે છે.

१० शूष्यम् = સુખકર.

११ असुरः = શત્રુઓનો નિરસિતા; યદ્વા, પ્રાણ વા બલસંપન્ન. ( असुक्षेपणे ).

१२ रथः = रंहणशीलः = ગમનશીલ.

१३ कोपयः = अकम्पयः = કંપાયમાન કર્યો.

१४ त्मना = आत्मना = પોતે.

१५ धृषता = शत्रूणां धर्षयित्रा = શત્રુઓને બ્હીડાવનારા.

१६ व्रन्दिनः = મૃદુભાવપ્રાપ્ત.

१७ मन्दिना = હર્ષ.

१८ शितां = तिक्ष्णीकृत. ( शोतनूकरणे )
१९ गभस्तिम् = हस्तगृहीत, वा रश्मिसंपन्न.
२० पृतन्यसि = शत्रु प्रत्ये प्रेरेछे.
२१ श्वसनस्य = वायुना.
२२ शुष्णस्य = शोषयिता (आदित्यना).
२३ प्राचीनेन = प्रकर्षेणगन्त्रा = अपराङ्मुख.
२४ कृत्व्ये = कर्तव्य.
२५ धने = धननिमित्तक संग्राम विषे.
२६ शुशूवत् = आत्मानंवर्धयति = आत्मोत्कर्ष करे छे. (टुओश्विगतिवृद्ध्योः)
२७ रातहव्यः = दत्तहविष्कःसन् = हवि अर्पण करतो सतो.
२८ दानुः = अभिमत फलप्रदाता.
२९ पिन्वते = सिंचन करे छे. ( पिविसेचने )
३० शासं = अनुशासन.
३१ इन्वति = व्याप्त करे छे ( इविव्याप्तौ )
३२ ददुषः = हवि-अर्पण-करनार.
३३ वृष्ण्यं = वृषत्वं पुंस्त्वं = सामर्थ्य.
३४ वसुदेयाय = अभिमत धनप्रदानार्थ.
३५ धरुणह्वरं = धारानिरोधक.
३६ वव्रिणा = आवरक.
३७ ईम् = इमाः = आ.
३८ अभिजिघ्नते = अभिगमित करे छे ( हन्तेर्गत्यर्थात् ).
३९ शेवृधम् = रोगाणांशमनेमतियच्चर्धतेतादृशं = सुखवर्धक.
४० ऋताषाट् = शत्रूणां अभिभवितृ = शत्रुओनो अभिभव कराववाने समर्थ.

४१ स्वपत्यै = શોભન–અપત્યસંપન્ન.
४२ तव्यं = પ્રવૃદ્ધ. ( तवतिवृद्ध्यर्थः ).

---

## सूक्त ५५.

ઋષિ:–આંગિરસ સવ્ય; દેવતા:-ઇન્દ્ર; છન્દઃ–જગતી.

दिवश्चिदस्यवरिमाविपप्रथइन्द्रंनमह्नापृथिवीचनप्रति ।
भीमस्तुविष्माञ्चर्षणिभ्यआतपःशिशीतेवज्रंतेजसेनवंसगः ॥१॥

प०— दिवः । चित् । अस्य । वरिमा । वि । पप्रथे । इन्द्रम् । न । मह्ना । पृथिवी । चन । प्रति । भीमः । तुविष्मान् । चर्षणिभ्यः । आऽतपः । शिशीते । वज्रम् । तेजसे । न । वंसगः ॥ १ ॥

અ०—આ ઇન્દ્રદેવનો પ્રભાવ, દ્યુલોકથી પણ અધિક વિશાળ છે. પૃથિવી પણ, મહિમા વડે ઇન્દ્રની તુલ્ય નથી. ( શત્રુઓને ) ભયંકર, બળવાન્ યધ્વા, પ્રજ્ઞાવાન્ સ્તોતાઓ અર્થે, ( શત્રુઓને ) ચોમેર તાપકારી ઇન્દ્ર, વૃષભ–બેલની પેઠે, ( બેલ જેમ પોતાના શીંગડાને તીક્ષ્ણ કરે તેમ ) પોતાના વજ્રને તૈક્ષ્ણ્યાર્થે તીક્ષ્ણ કરે છે. १

*सोअर्णवोननद्यःसमुद्रियःप्रतिगृभ्णातिविश्रितावरीमभिः ।
इन्द्रःसोमस्यपीतयेवृषायतेसनात्सयुध्मओजसापनस्यते ॥२॥

---

* अहावनदताहतेतस्मादानद्योनामस्थतावोनामानि-सिन्धवः । तै० सं० ५-६-१. ।

प०— सः । अर्णवः । न । नद्यः । समुद्रियः । प्रति । गृभ्णाति । विऽश्रिताः । वरीमऽभिः । इन्द्रः । सोमस्य । पीतये । वृषऽयते । सनात् । सः । युध्मः । ओजसा । पनस्यते ॥ २ ॥

अ०—समुद्र, जेम संवरण-व्याप्त, ( वृत्र वडे आवृत-ढंकायलां ) यध्वा, विपुल, गर्जना करनार जळनो प्रतिग्रह करे छे तेम, अन्तरिक्ष मध्ये होनार ते इन्द्रदेव, ( पोताना भक्तनो प्रतिग्रह करे छे ). ते इन्द्र सोमपानार्थ, हर्षयुक्त थाय छे. ते सनातन योद्धो, पोताना बळना स्तवननी इच्छा करे छे. यध्वा, ते पोताना बळनां नित्यस्तवननी इच्छा करे छे. २

त्वंतमिन्द्रपर्वतंनभोजसेमहोनृम्णस्यधर्मणामिरज्यसि ।
प्रवीर्येणदेवतातिचेकितेविश्वस्माउग्रःकर्मणेपुरोहितः ॥३॥

प०— त्वम् । तम् । इन्द्र । पर्वतम् । न । भोजसे । महः । नृम्णस्य । धर्मणाम् । इरज्यसि । प्र । वीर्येण । देवता । अति । चेकिते । विश्वस्मै । उग्रः । कर्मणे । पुरःऽहितः ॥ ३ ॥

अ०—हे इन्द्रदेव ! तुं भोजनार्थ, ते पर्वतनो ( मेघनो ) वध करतो नथी; ( वर्षणार्थ, तेनो वध करे छे ). तुं, श्रेष्ठ प्रकारना धनना ( कुबेरादिक ) धारयिताओनो अधिपति छे. पराक्रम वडे ते इन्द्रदेव, श्रेष्ठ होवानुं अमने सुविदित छे. ( वृत्रवधादिक ) अखिल कर्म परत्वे, देवो ते देवने मोखरे स्थापे छे. ३

सइध्वनेनमस्युभिर्वचस्यतेचारुजनेषुप्रब्रुवाणइन्द्रियम् ।
वृषाछन्दुर्भवतिहर्यतोवृषाक्षेमेणधेनांमघवायदिन्वति ॥४॥

